# બુધ્ધીની વૃધ્ધી

અને

# સદગુણનું ઘર.

ચમત્કારી વારતાસંગ્રહ.



પ્રાચીન ગ્રંથો ઉપરથી ભાષાંતર કરીને,

ન્યાયદર્શકના અધીપતી

**શા૦ છગનલાલ ઊમેદચંદે**

તૈયાર કરી.



**અમદાવાદ.**

વિક્ટોરીયા પ્રેસમાં છાપી

**સને ૧૮૮૯ —— સંવંત ૧૯૪૫**

**કીમત રૂ ૧—૮—૦**

# પ્રસ્તાવના



સાંપ્રત કાળે આપણા દેશમાં ગ્રંથો છપાવવાનો અને નવીન વારતાઓ લખવાનો શોખ વધતો જાયછે, એ કાંઇ ખોટું નથી. પરંતુ જે જે ગ્રંથો અને જે જે વારતાઓ પાવીને બાહાર પાડવામાં આવે છે તેમાં ઘણીક બાબતો મનકલ્પીત અને કતોહુળ તથા શાસ્ત્રના આધાર વીનાંની હોયછે જે વાંચવાથી લોકોનાં મન પોતાના ખરા ધર્મ ઊપર શંકા શીળ થાયછે, માટે જે ધર્મના ફરમાન શહીત અને જે વીષય વાંચવાથી માણસની બુદ્ધી વધે તથા સદગુણ આવે અને સ્વધર્મ ઉપર દ્રઢતા વધે તેવાજ વીષયો કે વારતાઓ ધર્મ શાસ્ત્રને આધારે લખાયલાં હોય તો તે સરવે પ્રકારે લાભ કારક થઇ પડે એમ ધારીને--આ એક લઘુ પુસ્તક---પ્રાચીન સંસ્કૃત અને પદ ભાષા માંહેથી સારી સારી વારતાઓ શોધીને તેનુ ભાષાંન્તર કરીને છાપવામાં આવ્યું છે,---આ ભાષાંન્તર મેં મારી અલ્પમતીએ તથા સાધારણ જ્ઞાને કરીને કરેલું છે માટે રસ્વ દીર્ઘ તથા વાક્યની રચનામાં ખામી રહી હશે, માટે સુજ્ઞ વાંચનારાઓએ માહારી હાંશી નહી કરતાં જે કાંઇ ભુલ હોય તે સુદ્ધ વાંચી માહારા ઉપર ક્ષમા કરવી.

લઘુ ભાષાન્તર કરતા.
સેવક. છગનલાલ ઉમેદચંદ
ન્યાયદરશકનો અધીપતી.



# રત્નસેન રાજા અને રત્નવતી રાણીનો સંબંધ.

## પરોપકાર અને પ્રમાણીક પણા વીશે અત્યંત ચમત્કારી વારતા.



આહીંજ ભરતખંડને વીશે રત્નપુર નામે એક નગર હતુ, તે નગરને વીશે રત્નશેન નામે રાજા રાજ્ય કરતો હતો, રાજા ધર્મીષ્ટ દયાળુ અને અત્યંત પરોપકારી તથા સત્યવાદી તેમજ કામદેવ સરીખો રૂપવત અને સઘળા સદગુણોને ગ્રહણ કરનારો પ્રજા પુજય હતો તેને એક સુમતી નામે માહા બુદ્ધીમાન પ્રધાન હતો--વસંત રૂતુના સમયે એક દીવશ રાજા અને પ્રધાન પોતાની સાથે ઘોડેસ્વારો વીગેરેને લઇને વન ક્રીડા કરવાને ગયા, ત્યાં તેઓ એક વૃક્ષની નીચે બેશી આરામ લીએ છે તેવામાં તેજ વૃક્ષની ઉપર બેઠેલા બે પક્ષી (સ્ત્રી ભરતાર) માંહો માહે વાતો કરે છે, તે માંહેથી તે પક્ષી પુરૂષ બોલ્યો, કે આ પ્રથ્વીમાં રત્નવતી નામની જે કન્યા છે તેના રૂપ અને ગુણની બરાબરી કરવાને દેવાંગ્નાઓ પણ સમર્થ થાય નહી, અને જેનુ દર્શન કરવાથી આનંદ થાય એવી રત્નવતી નામની કન્યા યોવન અવસ્થામાં આવ્યા છતાં તે પુરૂષનુ મુખ જોતી નથી, પણ જો રત્નશેન રાજાને તે દેખેતો તેની સાથે રત્નવતી લગ્ન કરે આ પ્રમાણે તે પક્ષીઓનું બોલવુ---પક્ષીની ભાષા સંપુર્ણ જાણનાર એવો તે રત્નશેન રાજા સાંભળીને વીસ્મય પામી વીચાર કરવા લાગ્યો કે માહારાજ નામે નામ અને અપત્સરાઓથી પણ અધીક રૂપવંતી એવી સ્ત્રી કયાં હશે, એમ ચીંતવીને વૃક્ષ ઉપર નજર કરે છે એટલામાં પેલા પક્ષીઓ ઉડી ગયા, અને રાજાતો રત્નવતીના મોહમાં વગર દીઠે તલ્લીન થયો થકો કેહેવા લાગ્યો કે,-- આ જન્મમાં રત્નવતી મળે તોજ જન્મ સફળ માનુ, એમ વીચારતો ઉદાસ થઇને પોતાના રાજ્ય મેહેલમાં આવ્યો, ઘેર આવીને માત્ર રત્નવતીનુંજ ધ્યાન કરવા લાગ્યો, રાજકાજમાં કે ખાવા પીવામાં પણ

ચીત રાખે નહી, ઉંઘ પણ તજી બેઠો—તેવારે સુમતી નામા પ્રધાન પુછવા લાગ્યો કે હે માહારાજા ધીરાજ આપ આટલી બધી ચીંતા શા માટે કરોછો? તેવારે રાજા બોલ્યો કે,--જો રત્નવતી નહી મલેતો નીશ્ચય કરીને મારૂ મરણ થશે, રાજાનું આવા પ્રકારનુ બોલવુ સાંભળીને પ્રધાન કેહેવા લાગ્યો કે જે વસ્તુ નજરે દીઠી નથી જેનું ઠામ ઠેકાણું પણ નથી તે વસ્તુ કયાંથી લાવી શકીએ,---રાજા બોલ્યો કે ગમે તેમ કરો પણ જો માહારા જીવની આશા રાખોતો રત્નવતીને થોડાજ દીવસમાં લાવો નહીતો મારા પ્રાણ ત્યાગ કરીશ, તેવારે પ્રધાન રાજાને સમજાવીને કેહેવા લાગ્યો કે હમણાં તમે રાજ કાજ રૂડી રીતે કરો અને હું રત્નવતીની ખોળ કરવા માટે દેશાંન્તર નીકળુ છુ, અને સાત માસની અંદર તેની ખોળ કરી લાવીશ આ રીતનું પ્રધાનનું બોલવું સાંભળીને રાજા ખુશી થયો; પછી સુભ દીવશે સારા શુકન જોઇને પ્રધાન રત્નવતીની ખોળ કરવાને દક્ષીણ દીશા તરફ નીકલ્યો, અનુક્રમે પ્રયાણ કરતો થકો સુમતી પ્રધાન એક અતી રમણીય વનને વીશે આવી પોહોતો તીહાં આજુ બાજુ દ્રષ્ટી ફેરવતાં તેણે એક દેવ મંદીર દીઠું તેવારે પ્રધાન તે મંદીરની અંદર દર્શન કરવા માટે ગયો, દર્શ કરીને જેવો બાહેર નીકળે છે તેવે પ્રસંગે દેવળની અંદર આવતી એક દૈવ્ય રૂપ કંન્યા તેણે દીઠી તે દેખીને પ્રધાન ચીતવવા લાગ્યો કે આતે કોઇ વીધા ધારી હશે કીંવા દેવાંગ્ના હશે કે મનુષ્યની જાત હશે એમ વીચારતો દેવળની બાહેર નીકળી ઉભો રહયો ત્યાર પછી તે કન્યા પણ દેવળમાંથી પુજા કરીને બાહેર આવી તેવારે પ્રધાન તે કન્યાને પુછવા લાગ્યો કે આ વનને વીશે ભરયો વનમાં તુ એકાકી કેમ આવી છે તેવારે તે કન્યા કેહેવા લાગી કે--આ વનનો રખેવાળ યક્ષદેવ છે તેની હું પુત્રીછું અને તેણેજ આ મંદીર કરાવ્યુ છે આ મંદીરમાં મને દેવ પુજા કરવાને મુકીને યક્ષ દેવ પોતાને સ્થાનકે ગયો છે તેવારે પ્રધાન કહે જે યક્ષદેવને મળવા માટે કાંઇ ઉપાય હોયતો તે તુ મને બતાવ્ય માહારે તેને મળવાની ઇચ્છા છે, પ્રધાનનુ આવી રીતનું બોલવું સાંભળીને તે કંન્યા કેહે જે આ

દેવ મંદીરની દક્ષીણ દીશાએ એક અગ્નીનો કુંડ છે, તે માંહે ઝંપા પાત કરેતો યક્ષદેવને સ્થાનકે પોહોચાય, તેવારે પ્રધાને પોતાની સાથે આવેલા શેવકોને કહ્યું કે તુમે આપણા સ્થાનકે જાઓ અને હું રત્નવતીની ભાળ કરવા માટે આ અગ્ની કુંડમાં ઝીપલાવીને યક્ષદેવ ની પાશે જાઉછું પછી તે શેવકો પોતાને સ્થાનકે ગયા અને પ્રધાને અગ્ની કુડમાં ઝંપાપાત કીધો તે વખત તે દેવી કુડના પ્રભાવે કરી ને પ્રધાન યક્ષદેવની પાશે જઇને ઉભો, ત્યાં તે યક્ષ દેવ પોતાની દેવી પાશે બેઠો હતો તેવામાં થોડીજ વારે તે કંન્યા પણ ત્યાં આવી પોતી તે વારે તે યક્ષ દેવ પ્રધાનને કેહેવા લાગ્યો કે હે પુરષો-તમ ઊદાશીતજીને તુ આ મારી કંન્યા સાથે લગ્ન કર હુ તારીજ વાટ જોઇને બેઠુ માટે આ મારી લક્ષમી વતી નામે પુત્રીને પરણીને મને આનંદની પ્રાપ્તી કર, આ પ્રકારનુ તે યક્ષનુ બોલવુ સાંભળીને પ્રધાન તેને પુછવા લાગ્યો કેતુમેતો દેવ છો તથાપી તમારે પુત્રી ક્યાંથી હોય યક્ષ દેવને પુત્રી કે પુત્ર હોયજ નહી, તેવારે તે યક્ષદેવ કેહેવા લાગ્યો કે હે પ્રધાન આ પુત્રીતો મનુષ્ય ભવની છે આવુ તે યક્ષનુ બોલવુ સાંભળીને પ્રધાન તે યક્ષ દેવની ને કંન્યાની ઉત્પતી વીશે યક્ષદેવને પુછવા લાગ્યો તેવારે યક્ષ દેવ પોતાની ઉત્પતી પ્રધાનને કેહેવા લાગ્યો

યક્ષદેવ કેહેછે કે તીલકપુર નામના નગર ને વીશે ધન શેઠ નામનો હુ વાણીઓ હતો અને શીમતી નામે માહારી સ્ત્રી હતી, એકદા સમયે એક માહાત્મા રૂશી પાશે ધર્મ પામીને અમે સ્ત્રી ભરતારે નીયમ લીધો કે ધર્મ કરણીના પર્વને દીવશે મૈથુન શેવવુ નહી ( સંભોગ કરવો નહી ) ને માત્ર પ્રભુની ભકતીમાંજ દીવસ નીરગમન કરવો આ રીતનો નીયમ અમે સ્ત્રી ભરતાર ઘણીજ દ્રઢતાથી પાળવા લાગ્યાં માણઘાતે પણ તે નીયમ ભાગીએ નહી એ વીગરે બીજી અનેક રીતે ધર્મને વીશે અમારી દ્રઢતા જોઇને અમને એક દેવતાએ આકાશ મારગે ચાલવાની વીદયા આપી પણ તેણે એમ કહ્‌ેતુ હતુ જે આ વીથા કોઇને સંભળાવવશો તો તેનો નાશ થશે તે વાર પછી એ વીધાના બળે ક

રીને અમે સ્ત્રી ભરતાર આકાશ મારગે ઉડીને દેશાટણ કરવા લાગ્યાં અનેક તીર્થની યાત્રાઓ કીધી—એક દીવસ માહારી સ્ત્રી શીમતીએ પુછવાથી મે તે વીદ્યા તેને કહી સંભળાવીને કહયું કે આ વાત બીજા કોઈને જણાવીસ નહી, તથાપી સ્ત્રી નુ ઉદર તુચ્છ હોવાથી તે વીદયા ની વાત પોતાની શખીને કહી જેથી કરી એક દીવસ ગગનમાં ફરતાં તે વીદ્યાની નાસ્તી થઈ, તેથી હુ સમુદ્રની અંદર તુટી પડયો પરંતુ સારા ભાગ્યે એક બેટ ઉપર પડયાથી જીવતો રહયો પછી સમુદ્રમાં શફર કરનારા વાહાણો ત્યાં એક દીવસ આવી પોતાં જેની અંદર બેશીને આઠ માસે હુ પોતાને ઘેર અવ્યો, મારી સ્ત્રી શીમતીનો પ્રેમ મારા ઉપર વીશેષ હોવાથી તે આગળની પેઠે માહારી શેવા ચાકરી કરવા લાગી, પણ કંમનશીબે પ્રથમ રૂશી માહારાજે જે નીયમ આપ્યો હતો તે બને જણ ભુલી જઈને વીષય ભોગવવા લાગ્યાં, જેથી કરી મારી સ્ત્રી ગરભવંતી થઇ, તેને નવ માસ પુરા થયેથી એક પુત્રી જન્મી અનુક્રમે તે આઠ વરસની થઇ;-એક દીવસ એક માહાત્મા જ્ઞાની પુરૂષ પધારયા તેમને નમસ્કાર કરીને અમે પુછયુ કે માહારાજ અમારી ગતી કેવી થશો તે વારે તે જ્ઞાની માહારાજે કહયુ કે પ્રથમ તમે જે નીયમ પાળતાં હતાં તે મુજબ જીંદગી પરીયંત ચાલ્યાં હોત તો તમારી ઘણી સારી ગતી થાત. પણ નીયમ ભાગ્યો અસત્ય કર્મ કીધુ માટે તમે સ્ત્રી ભરતાર મરીને ભુતાટવી, વનને વીશે તે વનના રખેવાળ યક્ષ, યક્ષણી થશો, અને ત્યાં આગળ રત્નસેન રાજાનો સુમતી નામે પ્રધાન રત્નવતીની ખોળ માટે આવશે તે તમારી પુત્રીનો ભરથાર થશે, આવી રીતના તે માહત્મા જ્ઞાની પુરૂષનાં અમૃત સરખા વચનો સાંભળીને અમે પોતાને ઘેર ગયાં ત્યાર પછી આયુષ પુરૂ થયેથી મરીને અમે સ્ત્રી ભરતાર અહીજ આવીને ઉત્પન થયાં છીએ, તેથી તમારા મેળાપને માટે ઇહાં દેવ મંદીર બનાવીને અમારી પુર્વ ભવની પુત્રી લક્ષમી વતીને અહીયાંજ રાખી છે, માટે હે પ્રધાન અમારી આ પુત્રીને પરણીને અમારા મનોર્થ પુર્ણ કરો, તે વારે પ્રધાન કહે જે હુ રાજાના કામ માટે નીકલ્યો છુ, માટે તે

નુ કામ થયા વીનાં હુ તમારી પુત્રી સાથે લગ્ન કરૂ તો રાજાનો વીસ્વાસ ઘાત થાય, માટે માહારા રાજાનું કામ શીદ્ધ થયા પછી હું તમારી પુત્રી સાથે લગ્ન કરીશ, તેવારે યક્ષદેવ કહે જે તમો હમણાંજ મારી પુત્રી સાથે લગ્ન કરો જેથી કરી તમારા રાજાનું કામ શીદ્ધ કરવામાં હું તમને પુરતી સાહ્ય કરીશ યક્ષદેવનું આવા પ્રકારનું બોલવુ સાંભળીને પ્રધાને વીચારયું જે યક્ષના કહ્યા પ્રમાણે માન્ય કરીને તેની પુત્રી સાથે લગ્ન કરીશતો આ દૈવી બળ વાળો યક્ષ રત્નવતીની ભાળ લાવી આપશે એમ વીચારીને પ્રધાને તે યક્ષની પુત્રી લક્ષમીવતી સાથેજ ત્યાંજ લગ્ન કીધુ ત્યાર પછી યક્ષદેવ પ્રધાનને પુછવા લાગ્યો કે તમારા રાજાનું જે કામ હોય તે કહો, તેવારે પ્રધાને રત્નશેનરાજાનો સઘળો વૃતાંત યક્ષદેવને કહી સંભળાવ્યો, ત્યારે યક્ષદેવ પોતાના જ્ઞાન બળે કરીને કેહે જે અહીયાંથી અઠાવીશો ગાઊ ઉપર સીહલદ્વીપ છે તેને વીશે જયપુર નામનું એક નગર છે જે નગરનો શીહરથ નામે રાજા છે અને તેની રત્નવતી નામે પુત્રી છે તે કોઇ પણ પુરૂષનુ મુખ જોતી નથી, યક્ષનું કેહેવુ સાંભળીને પ્રધાન કેહે જે આટલા બધા લાંબા દેશ સુદ્ધી માહારાથી પગ રસ્તે જવાશે નહી માટે તમે તમારા દૈવી બળે કરીને મને જયપુર નગરની ભાગોળે મુકો તથા રૂપ પાલટવાની (ફેરવવાની) વીદયા આપો, યક્ષ દેવે પ્રશન થઈને પ્રધાનને રૂપ ફેરવવાની વીદયા આપીને પોતાના દેવતઇ બળે કરી સુમતી પ્રધાનને જયપુરનગરની ભાગોળે એક ક્ષણ વારમાં પોહોચાડયો, અને પ્રધાનને કહયું કે તમારા રાજાનું કામ પાર પાડીને લક્ષમીવતીને તેડવા માટે વેહેલા આવજો, અને કાંઇ જરૂર પડે તે વખતે મને સંભારજો એટલે હુ તમારી પાશે આવીસ, એમ કહી યક્ષદેવ પોતાને સ્થાનકે ગયો, ઇહાં સુમતી પ્રધાને યક્ષદેવે આપેલી વીદ્યાના બળે એક નવ યોવન જોગણીનું સ્વરૂપ ધારણ કીધુ. અને હાથમાં ઝોળી ભરાવી એક હાથે ચુડી પેહેરીને હાથમાં એક પાણીથી ભરેલો કળસ લેઈને રસ્તે પાણી છાંટી તે ઉપર ચાલવા લાગ્યો, આવી રીતે માહા રૂપવંતી નવ યોવન જોગણને દેખીને લોકો ચમત્કાર પામી તેને પુછવા લાગ્યા કે

તમે પાણી છાંટીને આ રીતે કેમ ચાલોછો? તેવારે જોગણ કહે જે આ પ્રથ્વી ઊપર ઘણા જુઠા અને અપવીત્ર અનાચારી લોકો પગ મુકીને ચાલે છે જેથી અપવીત્ર થયલી પ્રથ્વીને સુચી કરી તે ઊપર હું ચાલુછુ. આ રીતે ભગવો વેશ પેહેરીને પ્રધાન, જોગણના રૂપે રત્નવતીના મેહેલ પાસે ગયો, તેને દેખીને રત્નવતીએ નમસ્કાર કરીને જોગણને કુશળતા પુછી, તેવારે જોગણ કહે જે યોગ લીધા પછી મને સર્વથા કુશળ છે, પછી રત્નવતી કહે જે તમે કીહાં આગળ રેહોછો જોગણ કહે જે હમતો રમતે રામ હે, પંખીકી માફક ફીરતેં હેં ઔર હમારા ગામ ઠામ તો હેઇજ નહી, તેવારે રત્નવતીએ વીચારયું જે આ કોઇ માહા અદભુત અને પવીત્ર જોગણ દેખાય છે માટે એને માહારી પાસે રાખુતો માહરા મનમાં ધારેલુ કામ શીઘ્ર થશે એમ વીચારીને જોગણને પોતાની પાસે રેહેવા ઘણીજ પ્રાર્થના કરી--ઇહાં પ્રધાનનેતો એટલીજ જરૂર હતી અને વળી કુંવરીએ પ્રાર્થના કરી ઘણો જ આગ્રહ કર્યો ત્યારે થોડીક આનાકાની કરીને આખરે રત્નવતી પાશે સુમતી પ્રધાન જોગણને વેશે રહયો, તીહાં રત્નવતી જોગણની અનેક પ્રકારે આગતા સ્વાગતા કરી તેને મન ગમતાં ભોજન આપી હમેષ સંતુષ્ટ કરતી રેહે છે,--એક દીવશે રત્નવતી કુવરી જોગણને પુછવા લાગી કે હે સ્વામીણી તુમે આવી યોવન અવસ્થામાં સંસારનું સુખ છંડીને શા માટે યોગ લીધો છે! તથા તમારૂ નામ ઠામ અને ગામ સઘળો વૃતાંત કૃપા કરીને જણાવે, તેવારે, (પ્રધાન) જોગણ ઘણીજ ચાતુરીથી એક નવીન વારતા પોતાને વીશે બનાવીને કેહેછે અને રત્નવતી સાંભળે છે.

ગજપુર નગરને વીશે સુરશેન નામનો રાજા રાજ્ય કરે છે તેની સુમતી નામે હું પુત્રીછુ જયારે હુ યોવન અવસ્થા પામી તેવારે માહારા પીતાએ એક રાજકુવર સાથે માહારો વીવાહ કીધો, તે પછી માહરા ભાઇએ અને માતાએ તેમજ દાદાએ એમ ચારે જણે ચાર જુદા જુદા રાજકુવરો સાથે જુદા જુદા ઠેકાણે માહારો વીવાહ કીધો,--ત્યાર પછી માહારા લગ્નનો દીવશ મુકરર કરવામાં આવ્યો અને લ-

ગ્નને દીવશે ચારે ઠેકાણેથી ચાર જુદા જુદા રાજ્ય કુંવરો મને પરણવા માટે આવ્યા, એક કહે કે હું પરણું ને બીજો કહે જે હુ પરણું એમ ચારે જણા સામ સામે યુદ્ધ કરવા લાગ્યા, તોહાં મોટુ સગ્રામ મચ્યુ અને માહારો પીતા, માતા, ભાઇ અને દાદા સરવે પસ્તાવવા લાગ્યા, તેવારે મેં વીચારયું કે મારા એકલીને માટે આ સંગ્રામ થાય છે ને હજારો જીવ કપાઇ જાય છે તથા મારા માત પીતા પણ દુખી થાય છે માટે હુ કાષ્ટની ચીતા ખડકીને તે માંહે બળી મરૂતો આ સઘળો કળેશ મટે એમ ધારી મેં અગ્નીમાં પ્રવેશ કીધો તેવારે એક રાજ્ય કુવર તો માહારા મોહે કરીને મારા બેઓ અગ્નીમાં બળી મુઓ, અને બીજો રાજ્યકુવર માહારા મનોહર રૂપના પાશમાં મોહીત થયલો પોતાની રાજ્યધાનીમાં નહી જતાં દેશાંન્તર ભટકવા લાગ્યો, અને ત્રીજો માહારા (અસ્તી) હાડકાં લેઇને ગંગામાં વેહેવરાવી આવ્યો, તથા ચોથો જમતી વખત હમેષાં માહારા નામનો પીંડ મુકયા પછી જમવા લાગ્યો, એ રીતે ચારે રાજ્ય કુંવરો માહારા ઉપર મોહને લીધે બાવરા બની પછી જે રાજકુવર દેશાન્તર ને વીશે નીકળી ગયો હતો તે ભમતો ભમતો એક શેહેર ને વીશે એક વીશીમાં જમવા માટે ગયો તહાં જઇને જમવા બેઠો તે વારે તે વીશીવાળી સ્ત્રીનો બાળક ઘણોજ રોવા લાગ્યો તેને તે બઇએ ઘણી રીતે સમજાવ્યો પણ રોતો રેહે નહી જેથી કરી તે બાઇએ પોતાના બાળકને ચુલા માંહે ઘાલીને બાળી નાંખ્યો, તે જોઇને રાજકુવર ક્રોધ કરીને તે સ્ત્રીને કેહેવા લાગ્યો કે હે હે દુષ્ટણી આતે શુ અઘોર કર્મ કીધુ કે બીચારા નીરઅપરાધી બાળકને બાળી મુકયો એમ કહી પોતાની થાળી પટકીને ઉભો થયો ને તહાંથી ચાલવા લાગ્યો તે વારે તે સ્ત્રી કેહેવા લાગી કે હે પુરૂષ બાળક વીનાં તો આ સંસાર અધો સુનો છે મે બાળકને મારી નાખ્યો નથી, હમણાં તુમે શુખેથી ભોજન કરો તેવાર પછી હુ તમને મારો બાળક જીવતો દેખાડીસ તે સ્ત્રીનુ આ પ્રમાણેનુ બોલવુ સાંભળીને રાજ્યકુવર મનમાં વીસ્મય પામ્યો અને તેની પરીક્ષા કરવાનુ મનમાં સમજીને ભોજન કરવા બેઠો

ભોજન કરીને પાન સોપારી ખાય છે તે વખતે તે સ્ત્રીએ પોતાના ઓ-
રડામાંથી એક અમૃત જળનો શીસો લાવીને તે ચુલા માંહે છાંટયો એ-
ટલે તેનો બાળક રમતો ને હસતો તેની સન્મુખ આવીને ઉભો તે
જોઇને રાજય કુવરે વીચારયું કે આ શીસો મને મળે તો હુ સુમતી
સ્ત્રીને જીવ તીકરૂ એમ વીચારીને તે વીશી વાળી સ્ત્રીને ત્યાં રાત વાસો
રહયો ત્યાં તેને પૈશાની લાલચમાં નાખીને રાત્રીને વીશે લાગ ધારી તે
નો શીસો ચોરીને મધરાતે ચાલતો થયો, ત્યાંથી ચાલીને મારા બાપના
નગરની ભાગોળે જયાં હુ અને રાજય કુવર બળી મુઆં હતા ત્યાંઆવ્યો
ત્યાં આવીને તે સમશાન ભોમીને વીશે મારા પીતાને બોલાવી જયાં
હુ બળી ગઇ હતી તે જગાએ પડેલી રાખની ઉપર પેલા અમૃતના
શીસા માંહેથી પાણી લેઇને તેણે છાંટયુ, તે વારે હુ અને મારી સાથે
બળી મુએલો રાજય કુવર જીવતાં થયા તે વાત સાંભળીને મારા નામનો
જે પીડ મુકીને ખાતો હતો તે તથા બીજો હાડકાં ગંગામાં વેહેવ-
રાવી આવ્યો હતો તે બંને રાજયકુવર પણ આવી પોતા અને
મથમની પેઠે ચારે રાજકુવરો મને પરણવા માટે યુદ્ધ કરવા લાગ્યા,
તે જોઇને મારો પીતા વીચારમાં પડયો કે હવે કરવુ કેમ, એમ વી-
ચાર કરતાં તેઓએ સારા સારા અને ન્યાયમાં નીપુણ એવાં પંચા
તી ઠરાવ્યા તે પંચાતીઓએ ચારે રાજકુવરોની શાહીઓ
લીધી તે આવી રીતે કે આ પંચાતી જે રાજકુવરને કંન્યા પરણાવ-
વાનુ ઠરાવે તેજ પરણે, પછી પંચાતી ન્યાય કરવા બેઠા, તેઓએ
ખુબ ઉડો વીચાર કરીને એવો ન્યાય આપ્યો કે; જે પુરૂષે આ રા-
જય કંન્યાને જીવાડી તેણે તો જન્મ આપ્યો કેહેવાય, માટે જન્મ આ-
પનાર તેનો પીતા રૂપ કેહેવાય જેથી તે રાજય કન્યાને પરણી શકે
નહી; અને જે રાજય કુવર કંન્યા સાથે બળી મુઓ હતો અને તે-
ની જોડેજ જીવતો થયો (જનમ્યો) તે તો સજોડેજ જન્મેલો કંન્યા-
નો ભાઇ કેહેવાય માટે તે પણ કંન્યાને પરણી શકે નહી, તથા જે
પુરૂષ બળી મુએલી કંન્યાના (અસ્તી) હાડકાં ગંગામાં વેહેવરાવી આ-
વ્યો તે તો પુત્ર રૂપે કેહેવાય, માટે તે પણ કંન્યાને પરણી શકે નહી,

પરંતુ જે પુરૂષ કન્યાના નામનો પીંડ મેહેલીને જમતો હતોં તેજ પુ-રૂષ કંન્યાનો પતી થઇ શકે, આ રીતે પંચાતીએ ન્યાય કરવા પછી મારા પીતાએ તે પીડ મુકીને જમનારા કુરૂચંદ્ર નામના રાજકુવર સા-થે મને પરણાવી, હુ રૂપ, ગુણ અને કળામાં સંપુરણ હોવાથી, મને પટરા-ણી કરીને સ્થાપી પછી અમે સ્ત્રી ભરતાર સંસારના ભોગ વીલાસમાં આ-નંદ કરતાં થકાં એક દીવસ કોઇ ( માતંગી ) ઢેયડી, રાજય દરબાર આગળ આવીને અતી મધુર સ્વરથી ગાયન કરવા લાગી તે ઢેયડી ઉપર મારો સ્વામી મોહીત થયો જેથી કરી તેને રાજ્ય મેહેલમાં બોલાવી, તેવારે મેં તેને ઘ-ણી રીતે સમજાવ્યો કે હે સ્વામી તુ ઉત્તમ ક્ષત્રી કુળમાં ઉત્પન થયો છતાં એક નીચમાંનીચ ઢેડની જાતની સ્ત્રી ઉપર મોહીત થયો એ ત ને યોગ્ય નથી ઇત્યાદીક ઘણું સમજાવ્યો પણ મોહના વશમાં કાંમાં ધ થયલા રાજાએ કાંઇપણ શીખામણ માની નહી અને તે ઢેયડી સા-થે તેણે નીચ કર્મ કીધુ અને તેની સાથે હમેષાં ભોગ ભોગવવા લા-ગ્યો તે જોઇને મને અત્યંત ખેદ થયો તેથી રાજયદવાર છંડીને હું આ જોગણ થઇછુ તે દેશો દેશ ફરતી ફરતી તમારી પાશે આવીછુ—આવી રીતે સુમતી નામા પ્રધાને જોગણનું રૂપ કરીને રત્નવતી ને પોતાનુ વૃતાંત કહી સંભળાવ્યુ પછી તે રત્નવતીને કેહેવા લાગ્યો કે હે રાજયકુવરી મેતો માહારો સઘળો વૃતાંત તને કહી સંભળાવ્યો પણ તુ યોવન અવસ્થામાં આવી છતાં પુરૂષનું મુખ કેમ જોતી નથી ! તે કેહે, ત્યારે તે બોલી કે હે સ્વામીની હું નરદ્વેષણી નથી પણ માહારો પુરવ ભવનો સ્વામી મળશે તોજ હું તેની સાથે પરણીશ નહીતો જન્મ કુઆરી રહીશ, તેવારે જોગણી કેહે જે પુરવ ભવમાં તાહારો ભરથાર કોણ હતો અને તારે તેની સાથે કેવા પ્રકારનો સબંધ હતો તે મને કહે,---રત્નવતી કહે જે આ જગતમાં કપટી અને ઠગ લોકો ઘણાજ વસે છે માટે હું માહારા અંતઃકરણની વાત કોઇને કેહેતી નથી પણ તમારા જેવાં પવીત્ર યોગીની પાશે માહારી અંત કરણની વાત આજે હું મન મુકીને કહુછું તે તમે સાંભળો—હવે રત્તવતી પોતાના પુર્વ ભવ ના વૃતાંત કેહેછે અને જોગણી ( સુમતી પ્રધાન ) સાંભળે છેઃ—

અયોદ્ધા નગરીના ઉપવનને વીશે આગલા ભવે માં હું એક હ-રણી હતી અને મારો સ્વામી હરણ હતો અમે બંને જણ તે વનને વીશે ઘાસ ચારો ચરીને દીવશ નીરગમન કરતાં હતાં એક દીવશે તે વનને વીશે એક સર્વજ્ઞ માહા પુરૂષ પધારયા તેઓ એક સ્થાનકે બેશીને સર્વ પ્રાણીઓને ધર્મોપદેશ દેવા લાગ્યા, તે સાંભળીને હુ અને માહારો સ્વામી હરણો બંને જણા સર્વજ્ઞ પ્રભુનું બોલવું અમારી ભાષામાં સમજ્યાં જેથી કરી અમારો બંનેનો ધર્મ ઉપર પ્રેમ વધ્યો અને હમેષાં પરમેસ્વરનુ ધ્યાન કરવા લાગ્યાં, તેમજ ધર્મના પરવોને દીવશે ઉપવાસ કરવા લાગ્યાં, એવી રીતે કાળ નીરગમન કરતાં હું મરણ પામીને આ રાજ્ય કુંવરી રત્નવતી થઇ અને અમે સરખો ધર્મ કીધો છે માટે તે હરણો પણ મરીને રાજ કુવર થવો જોઇએ,-- માટે હે સ્વામીની, મારા પુર્વ ભવનો ભરથાર મળશે તો હુ તેની સાથે પરણીસ---રત્નવતીનુ આ રીતનુ બોલવુ સાંભળીને તે જોગણી પુછવા લાગી કે પુર્વભવનો સબંધ તે શીરીતે જાણ્યો ? ત્યારે રત્નવતી કેહે જે એક દીવશ પુર્ણમીનો ચંદ્રમા જોતી વખતે તેમાં મેં હરણને દીઠો અને તે દેખીને તેનાં વખાણ કરતાં મને પુર્વ ભવનુ જ્ઞાન થયુ જેણે કરીને મે મારો પુર્વ ભવ જાણ્યો, તેજ દીવસથી મે પર પુરૂષનુ મુખ જોવાનુ બંધ કીધુ છે, તેથી કરી મને લોકો નર દ્વેષણી કેહે છે પણ હુ નર દ્વેશણી નથી, પુરવ ભવનો ભરથાર મળવા માટે અમારા નગરની બાહેર શ્રી રામચંદ્રની મુરતીની હુ હમેષાં પુજા કરૂ છુ અને જો તમારી પાશે કાંઇ એવુજ જ્ઞાન હોયતો તે જ્ઞાનના બળે કરીને મારો પુરવ ભવનો ભરથાર કયાં હશે તે કહો, રત્નવતીનુ આવુ વી-સ્વાસ ભરેલુ કેહેવુ સાંભળીને તે જોગણીએ કપટથી સમાધી ચઢાવી અને થોડીક વારે સમાધી ઉતારીને કેહે જે; હે રત્નવતી માહારા જ્ઞાન બળે કરીને હુ સત્ય કહુ છુ કે તારા પુરવ ભવનો ભરથાર તનેનીશ્ચય કરીને મળશે. તે વારે રત્નવતીએ પુછયુ જે કીહાં આગળ મળશે,---જોગણી કેહે જે તુ રામચંદ્રના મંદીરમાં પુજા કરવાને જઇસ ત્યાં જે દીવશે તને મંદી-રમાં પેશતાં કોઇ પુરૂસો અટકાવશે તેજ દીવસે ને તેજ ઠેકાણે તાહા-

રા પુરવ ભવનો સ્વામી મલશે, વળી તેજ મંદીરની અંદર પોતાના મંત્રી સાથે શત્રંજી ખેલ તો હશે તેજ તાહારા પુરવ ભવનો સ્વામી જાણજે, આ રીતનુ જોગણીનુ કેહેવુ સાંભળીને રત્નવતીએ તે જોગણીને એક અમુલ્ય મોતીની માળા બક્ષીસ આપી, ઇહાં કુવરી અને જોગણી હમેષાં એકઠાં રેહેતાં થકાં લગભગ સાત માસ થવા આવ્યા તે વારે જોગણી (સુમતી મધાન) વીચારવા લાગ્યો કે રત્નસેન રાજાને હુ સાત માસની અવધી આપીને આવ્યો છુ અને આજે સાત માસમાં માત્ર એકજ દીવસ બાકી છે માટે હવે રાજાની શી વલે થશે રખેને તે બળી મરે નહી, આવી રીતે ચીત્વીને રત્નવતી મત્યે કેહે જે હવે તો અમે ઘડી ભર પણ રહીશુ નહી કારણ કે અમે યોગી થઇને એક સ્થળે રહીએ તેમાં મોટુ પ્રાયશ્ચીત લાગે, માટે હવે હુ રજા માગુ છુ વળી કોઇ પ્રસંગે આવી મળીસ, જોગણીનો પાકો વીચાર જાણીને કુવરીએ પણ તેને દીલગીરી સાથે રજા આપી, ને કેહેવા લાગી કે હે સ્વામીની જયાં જાઓ ત્યાં હમેષાં એવીજ આશીસ આપજો કે મારો સ્વામી મને જલદી મલે, હવે સુમતી મધાન જોગણને વેશે રત્નવતીની રજા લેઇને નગર બાહેર નીકલ્યો બાહેર આવીને પેલા યક્ષદેવનુ સ્મરણ કરવાથી યક્ષદેવ આવીને હાજર થયો તેણે સુમતીમધાનને જોગણીના વેશે રત્નપુરી નગરની ભાગોળે મુકયો,— ઇહાં રત્નવતી અને સુમતી મધાનના વીયોગે કરીને રત્નશેન રજા તેજ દીવશે કાષ્ટની ચીતા ખડકાવીને તે માહે બળવા માટે નગરની બાહેર નીકલ્યો તીહાં આવીને પોતાના શેવકો વીગરે પરીવારની આગળ કેહેવા લાગ્યો કે, રત્નવતીની ખોળ માટે આજે સાત માસ થયા મે મારા મધાનને મોકલ્યો છે. તે હજી સુધી આવ્યો નહી, અને રત્નવતી પણ મલી નહી, માટે હવે જીવ્યાથી મરવુ એજ ભલુ છે. એમ જાણીને આ મારા શરીરને અગનીમાં બાળી નાંખું છું એમ કહીને રાજા આંખમાંથી આંસુ રેડતો થકો અગનીની ચીતા પાશે આવ્યો, આ રીતનુ રાજાનુ બોલવુ સાંભળીને સુમતી મધાન જોગણીના વેશે અતી ઝડપથી તેની પાશે જઇને ઉભો રહયો તે

ને જોઇને રાજાના શેવકો રાજા પ્રત્યે કેહેવા લાગ્યા કે હે પ્રભુ હમાણાં આપ અગ્નીમાં બળશો નહી આ કોઇ અબધુત દૈવી સ્વરૂપ યોગણી આપના પુન્ય પ્રભાવે અહોયાં અચાનક આવી લાગી છે તે આપનુ સર્વ વીઘન દુર કરશે અને પ્રધાન તથા રત્નવતીની ભાળ બતાવશે તે વારે રાજાએ હાથ જોડીને જોગણીને વીનંતી કીધી કે સ્વામીણી તુમે કાંઇ ખરૂ નીમીત જાણતા હોય અને તમારી પાશે જ્ઞાન શક્તી હોય તો આ સમયે માહારા મનનુ સામાધાન કરો, જેથી હુ તમારો મોટો ઉપકાર માંનીશ તે વારે જોગણી કેહે જે તમારે શીશી બાબત પુછવુ છે જે કંઇ પુછવુ હોય તે પુછો, હુ તેનો ખુલાશો મારી જ્ઞાન શકતીએ કરીને બતાવીસ, તે વારે રાજા કેહે જે અમારો પ્રધાન સાત માસની અવધી કરીને મારા માટે રત્નવતી નામે કંન્યાની ખોળ કરવા ગયો છે તે કયારે આવશે અને રત્નવતી કંન્યાની ભાળ મળશે કે નહી! જોગણી કેહે જે જ્ઞાન બળે કરીને હુ સઘળી વાત જાણી ચુકી છુ પણ તે એકાંતમાં રાજા શીવાય બીજા કોઇની આગળ કેહેવાશે નહી માટે અહીયાં એક તંબુ ઠોકાવી તે માંહે તમે ચાલો એટલે હુ તમને સઘળો વૃતાંત જણવીસ, પછી રજાએ પોતાના ચાકરો પાશે એક તંબુ ઠોકાવ્યો તે માંહિ રાજા અને જોગણી બંને જણ પેઠાં અંદર પેશીને જોગણી રાજાને કેહેવા લાગી કે, તમારો મંત્રી જે વારે અહીયાંથી વીદાય થયો તે વારે થોડાજ વખતમાં તેને એક યક્ષ દેવનો મેળાપ થયો, અને ત્યાં તે યક્ષદેવની પુર્વ ભવની પુત્રી સાથે તમારૂ કામ થવાની આશાએ પરણ્યો તે પછી તે યક્ષદેવની સાહ્યથી તેણે રત્નવતીના બાપનુ નગર શોધી કાહાડયું, તે જયપુર નામનું નગર અહીયાંથી અઠાવીસો કોશને છેટે છે અને તીહાં શીહરથ નામનો રાજા રાજ્યકરે છે તેની રત્નવતી નામની માહા મનોહર રૂપ વાળી પુત્રી છે, પણ તેણે એવી પ્રતીજ્ઞા લીધી છે કે જો તેનો પુરવ ભવનો ભરથાર મલે તોજ તેની સાથે લગ્ન કરે નહી તો સદાય કુવારી રેહેશે, આવી રીતે જોગણીનુ કેહેવું સાંભળીને રાજા તેને પુછવા લાગ્યો કે પુરવ ભવમાં તે કોણ હતી? તે વારે જોગણી કેહે જે અ-

યોદ્ધા નગરીના વનને વીશે તે હરણી હતી અને તેનો ભરથાર હ-રણો હતો. તીહાં બને સ્ત્રી ભરથારે સરખુ પુન્ય બાંધ્યુ હતું જેથી તે હરણી મરીને રાજ્ય કુવરી થઇછે ને તે એમ ધારે છે કે હરણો પ-ણ સરખે પુન્યે મરીને રાજકુવર થવો જોઇએ એમ ધારી તેણે પુર્વ ભવના ભરથાર વીનાં બીજા સાથે પરણવાની પ્રતીજ્ઞા લીધી છે, જોગ-ણીનુ આ રીતનુ કેહેવુ સાંભળીને રાજાને પોતાના પુર્વ ભવનુ જ્ઞાન ઉ-ત્પન થયુ તે વારે મુરછા ખાઇને રોવા લાગ્યો અને કેહેવા લાગ્યો કે, મારો સુમતી પ્રધાન કીહાં મળશે અને સ્ત્રી પણ ઘણી દુર રહી માટે હવે હુ શુ કરૂ, રાજાને આવી રીતે પસ્યાતાપ કરતો જોઇને જોગણી કેહેવા લાગી કે તમે કોઇ રીતે ગભરાશો નહી, તમારો પ્રધાન તમા રી પાશેજ બેઠો છે અને રત્નવતી પણ થોડીજ મુદતમાં મલ-શે રાજા બોલ્યો કે માહારી જોડેતો તમે પોતેજ બેઠાં છો અને પ્રધાન તો કાંઇ દેખાતો નથી તે વારે જોગણી કેહે જે આ તંબુની આશપા-શ થોડીક વાર ફરીને જુઓ એટલે પ્રધાન તમારી દ્રષ્ટીએ પડશે, પ-છી રાજા તંબુમાંથી બાહેર નીકળીને આમ તેમ દ્રષ્ટી ફેરવી જોવા લા-ગ્યો અને તંબુમાં સુમતી પ્રધાને જોગણીનુ રૂપ ફેરવીને પોતાનુ મુ-ળ રૂપ કીધું. તે વાર પછી અધીરા થયેલા રાજા રત્નનશેને તંબુની બાહાર નજર ફેરવતાં પ્રધાનને દીઠો નહી ત્યારે તે પાછો તંબુમાં આ-વ્યો કે તંબુની અંદર પોતાના પ્રધાનને દેખીને અત્યંત આનંદમાં આવી તેને આલીગન દેઇ મલ્યો તીહાં બને જણા આંખમાંથી હર્ષ નાં આંસુ લાવી વાતો કરવા લાગ્યાં, પ્રથમ રત્નવતીએ પ્રધાનને આપેલો મોતીનો હાર પ્રધાને રાજાને આપીને રત્નવતીનો સઘળો વૃતાંત સંભળાવ્યો તે વારે રાજા ઘણોજ હરષ પામ્યો અને વાજતે ગાજતે પોતાના પ્રધાન શહીત રાજ્ય સ્થાનને વીશે પોતો. તીહાં જઇને પ્રધા-ને યક્ષદેવનુ• સ્મરણ કીધુ કે તે આવીને ખડો થયો પછી તેની સા-જયથી થોડાક માણસો સાથે લઇને રાજા તથા પ્રધાન જયપુર નગર-ની ભાગોળે જયાં રત્નવતીને પુજા કરવાનુ રામચંદ્રનુ મંદીર છે તીહાં આવીને ઉતરયા; સ્નાન, ભોજન કરીને રાજા પોતાના પ્રધાન સાથે

મંદીરની અંદર શતરંજી રમવા બેઠો એટલામાં રત્નવતી પણ પોતાની દાશીઓ સહીત આવી પોતી, તેવારે દાશીઓ કેહેવા લાગી કે જે કોઇ પુરૂષ મંદીરમાં હોય તે બાહાર નીકલો, રાજકુવરીને અંદર પુજા કરવા જવુ છે દાશીનું આ રીતનું બોલવુ સાંભળીને સુમતી પ્રધાન તેને કેહેવા લાગ્યો કે, અમારો રાજા રત્નશેન અંદર શતરંજી રમેછે અને તે સ્ત્રીઓનું મુખ જોતો નથી, માટે હમણાં તમો પાછા જાઓ; અંદર આવશો તો કળેશ થશે, તેવારે દાશી મનમાં વીસ્મય પામીને ને ચીંતવવા લાગી કે એવો તે રાજા કોણ છે અને કેવો રૂપ કાંતી વાળો છે જે સ્ત્રીઓનુ મુખ પણ જોતો નથી ગમે તેમ કરીને હું તેને જોઉતો ખરી, એમ વીચારીને એકદમ તે દાશી મંદીરની અંદર પેશી જુવે છે તો તેણે રત્નશેન રાજાને અત્યંત મનોહર કામદેવ જેવા રૂપ સરીખો દીઠો, પછી બાહાર નીકળીને કુંવરી પાશે આવીને કેહેવા લાગી કે, આજતો મેં એક આશ્ચર્ય દીઠુ કોઇ યુવાન રાજા પોતાંના મંત્રી સાથે સતરંજી ખેલે છે તે એવોતો રૂપવાન છે કે આખી પ્રથ્વીમાં પણ તેના રૂપના બરાબરી કરી શકે તેવો કોઇ વીરલાજ પુરૂષ હશે, એ ભાગ્યશાળી રાજા હું ધારૂછું કે તમારાજ ભાગ્યોદયે કરીને અહીંયાં આવી લાગ્યો છે, પણ અંદર કોઇને પેશવા દેતા નથી, પોતાની દાશીનુ કેહેવુ સાંભળીને રત્નવતી કુંવરીએ વીચારયું જે જોગણે કહયું હતુ કે તાહારો પુર્વ ભવનો ભરથાર આ મંદીરને વીશેજ મળ,શે માટે એ વાત આજે સાચી ઠરેલી જણાય છે, એમ ચીંતવે છે એટલામાં તેની ડાબી બાજુની આંખ ફુરકવા લાગી તેવારે કુંવરીએ વીચારયું જે જોગણે કહયું હતું તેજ રીતે આજ માહારો પુરવ ભવનો ભરથાર મળશે, એમ ચીંતવીને પોતાની દાશીઓ પ્રત્યે કેહેવા લાગી કે જો તમોને મંદીરમાં પેસવા ન દેતો જબરાઇથી હલ્લો કરીને અંદર પેશો પછી કુંવરીની સઘળી દાશીઓ જબરાઇથી મંદીરમાં પેઠી તેવારે મંત્રીએ રાજાના અંગ ઉપર વસ્ત્ર ઢાંકયું. ને પોતે પુઠ ફેરવીને રાજાની આગળ ઉભો રહયો તેવારે દાશીઓ પુછવા લાગી કે, તમે રાજાનું અંગ શામાટે ઢાંકી રાખ્યુંછે? ત્યારે મંત્રી બોલ્યો કે જગતમાં

સ્ત્રીયો કુડ કપટથી ભરેલી હોય છે અને અમારો રાજા કોઇ પણ સ્ત્રીનુ મુખ જોતો નથી માત્ર તેના પુરવ ભવની સ્ત્રી મલશે તો તેની સાથે લગ્ન કરશે, તે વારે રત્નવતીએ પોતાની દાસી પાસે મંત્રીને પુછાવ્યુ કે પુર્વ ભવને વીશે તમારા રાજાની સ્ત્રી કોણ હતી તે કહો તે વારે રાજાએ સ્વમુખે પોતાના પુર્વ ભવનુ વૃતાંત સભળાવ્યુ તે સાંભળીને રત્નવતી કુવરી એક દમ રાજા પાશે આવીને તેમના અંગ ઉપર ઢાંકેલુ વસ્ત્ર કાહાડી નાંખી કેહેવા લાગી કે તમારી પુરવ ભવની સ્ત્રી હુ પોતેજ છુ---સરખુ રૂપ, સરખા ગુણ, અને સરખાં નામે આપણ પુર્વ ભવના સંબંધી છીએ, મે પણ પુર્વનો ભરથાર મલે તોજ પરણવાની ઇચ્છા રાખી છે માટે આજે અત્યંત પુન્યોદયથી આપણો મેલાપ થયો છે જેથી તમારૂ અને મારૂ સર્વ ધારયુ શીદ્ધ થશે અને ઘણા વરસનો વીયોગ પણ આજેજ ટળીને સમાગમ થયો છે ઇત્યાદીક વાતો કરતાં સાંભળીને રત્નવતીની દાશીઓ શીઘ્રવેગે તેના પીતા પાશે જઇને વધામણી કેહેવા લાગી કે, હે રાજન આજે રત્નવતીને તેના પુરવ ભવના ભરથારની પ્રાપ્તી થઈ છે તેથી તેની સાથે લગ્ન કરવાને તે તૈયાર થઇ છે, તે રાજાને મે નજરે જોયો છે તેનુ રૂપ અને કળા જોતાં રત્નવતીને હુ મોટી ભાગ્યશાળી સમજુ છુ કારણ કે એવો વર આ પ્રથ્વીમાં મળવો મુશ્કેલ હતો તેમ છતાં દૈવ યોગે આજે રત્નવતીને તેની સાથે સમાગમ થયો એ કાંઇ થોડા હર્ષની વાત નથી, દાશીના મુખ થકી પોતાની કુવરીને ભરથાર મળ્યાની ખબર સાંભળીને શીહરથ નામે રાજા પોતાના પરીવાર શહીત દેવ મંદીર પાશે આવ્યો તીહાં આવીને રત્નશેન રાજાને પોતાના રાજ્ય મેહેલમાં તેડી ગયો અને પોતાની પુત્રીને પરણાવવાની સામગ્રી તૈયાર કરવી

પછી દૈવ્ય અલંકાર ધારણ કરીને પૃથ્વી ઉપર ફરનારી દેવાંગના જેવી રત્નવતી પોતાની દાશી શહીત લગ્ન મડપને વીશે આવવાને તૈયાર થઇ અને રત્નશેન રાજા પણ પોતાના સુમતી નામે મંત્રીને સાથે લેઇને મકરધ્વજ જેવો દીપતો લગ્ન મંડપને વીશે આવી બેઠો

તીહાં કન્યા પણ આવી પછી વીધી પુર્વક લગન ક્રીયા કરવામાં આવી. વર કંન્યા પરણી રહયા પછી રાજા શીહરથે પોતાના જમાઇ રત્નશેન રાજાને હાથી, ઘોડા, રથ, આભુષણ, વસ્ત્ર ઇત્યાદીક ઘણોજ શીરપાવ આપી વીદાય કીધાં તે વાર પછી રત્નવતીને લેઇને જયપુર નગરથી નીકળી એક મુકામ પગ રસ્તે ચાલ્યા, અને શીહરથ રાજાના માણસો તીહાં સુધી વળાવીને પાછા ફરયા, એટલે સુમતી મંત્રીએ યક્ષદેવને સંભારયો, તે આવીને હાજર થયો, તેના દૈવી બળે કરીને રાજાનો સકળ પરીવાર ભુનાટવીને વીશે આવી પોતો તીહાં પ્રથમ મંત્રીએ યક્ષ દેવની કંન્યા લક્ષમીવતી સાથે લગન કીધુ હતુ તેને યક્ષ દેવે વળાવી તે વાર પછી તે યક્ષદેવ પ્રધાનને કેહેવા લાગ્યો આ મારી લક્ષમીવતી પુત્રી તમોને સોંપુંછું તેને કોઇ રીતે દુઃખી થવા દેશો નહી અને જયારે કામ પડે ત્યારે મને સંભારજો એમ કહી યક્ષદેવે સરવે પરીવારને રાજા રત્નશેનના નગરની ભાગોળે પોતાના દૈવી બળે કરીને એક ક્ષણ વારમાં લાવી મુકયો, તેની ખબર સાંભળીને નગરના લોકો રત્નવતીને જોવા સારૂ એકઠાં થયાં તેઓ રાજાની અને રત્નવતીની અત્યંત પ્રસંસા કરવા લાગ્યાં પછી રાજા સ્વપરીવારે વાજતે ગાજતે રાજ મેહેલમાં આવ્યો તીહાં રત્નવતી સાથે સંસાર સુખ ભોગવવા લાગ્યો એમ ધર્મ, અર્થ, અને કામ ત્રણે વર્ગને સાધતો થકો રાજા રત્નશેન પોતાની પ્રજાનું પાલન કરતો ન્યાયી રાજ્ય ચલાવતો રેહેછે પરંતુ તે એવોતો સત્યવાદી અને દયાળુ થયો કે આખી પ્રથ્વમાં તેમજ દેવલોકને વીશે રેહેનારા દેવતાઓ પણ તેની પ્રસંસા કરવા લાગ્યા, એક દીવશ રત્નશેન રાજાના સત્યની પરીક્ષા કરવા માટે એક દેવતાએ એવી રીતનો પ્રપંચ રચ્યો કે જેથી કરી ભલા ભલા પુરૂષો પણ પોતાનું સત્ય તજીને નીરબળ બની જાય પરંતુ રાજા રત્નશેન તો પ્રાણ ઘાતે પણ સત્ય અને દયા ધર્મ તજે તેવો નોહોતો તથાપી તેની પરીક્ષા જોવાને દેવતાએ એક માયા રૂપ બનાવ્યુ તે આવી રીતે કેઃ—

એક દીવશ એક દેવતા એક ક્ષત્રીનું રૂપ ધારણ કરીને પોતાની સાથે પોતાની એક અત્યંત મનોહર રૂપ વાળી સ્ત્રી લઇને રત્નશેન રાજાની પાસે આવી કેહેવા લાગ્યા કે, હે રાજન આખી પ્રથવીમાં

તમારા જેવો સત્યવાદી પુરૂષ મેં દીઠો નથી જેથી તમને પરોપકારી તથા સત્યવાદી જાણીને હું તમારી પાસે આવ્યો છું—કારણ કે મારો એક વિદ્યાધર શત્રૂ મને પરાભવ કરીને આકાશ માર્ગે ઉભો છે તેની સામે હું યુદ્ધ કરવા જાઉછું અને હું તેને જીતીને આવું તેટલી વાર મારી સ્ત્રીને તુમે સંભાળજો, તમારો મને સંપુર્ણ ભરૂંસો છે કેમકે તમે પરસ્ત્રીના બાંધવ સમાન છો માટે તમને આ માહારી સ્ત્રી સોંપુછું તેવારે માહા પરોપકારને ગ્રહણ કરનારો રાજા રત્નશેન તે ક્ષત્રી પુરૂષને કેહેવા લાગ્યો કે ભાઇ તું તારૂં કામ સુખેથી કરી આવ્ય તારી સ્ત્રીની જરા પણ ચીંતા રાખીશ નહીં, રાજાનું બોલવું સાંભળીને તે વિદ્યાધરનુ રૂપ કરી આવેલો દેવતા પોતાની સ્ત્રી રાજાને ભળાવીને પોતાના શત્રૂ વિદ્યાધર સામે યુદ્ધ કરવાને આકાશ માર્ગે ગયો, તેને ગયા પછી ચાર ઘડી વારે આકાશ માર્ગેથી એક કપાએલો હાથ નિચે પડયો તે જોઇને તેની ભાનુમતી નામની સ્ત્રી રોવા અને કુટવા લાગી કે હા હા આતો હાથ મારા સ્વામીનોજ કપાઇને પડયો—તેવારે રાજા કહે હે બાઇ આ હાથ તાહારાજ સ્વામીનો છે એમ તેં શી રીતે જાણ્યું. સ્ત્રી બોલી કે હાથ ઉપર રેખા અને નિશાન છે તેથી નિશ્ચય થાય છે કે એ હાથ મારા સ્વામીનો છે આ રીતે બોલે છે તેટલામાં બીજો હાથ અને ધડ તથા મસ્તક પણ જમીન ઉપર આવી પડયું તે તેવારે હાહાકાર થયો અને સ્ત્રી કહેવા લાગી કે મારો સ્વામી કપાઇ મુવો તો હું પણ તેની ભેગે બળી મરીશ એમ કહી પોતાના સ્વામીના અંગના કડકા સાથે પોતે બળવાને તૈયાર થઇ-તેવારે રાજાએ તેને ઘણીજ સમજાવી તથાપી રાજાનુ કહયું નહિ માનતાં પોતાના સ્વામીની સાથે પોતે પણ બળી મુઇ તે દેખીને રાજા તથા રાણી ઘણાંજ ખેદ પામી ઉદાશ થઇ બેઠાં થોડીકવાર પછી તે વિદ્યાધર રાજા પાસે આવી નમસ્કાર કરીને કેહેવા લાગ્યો કે હું તમારા પ્રતાપે કરી મારા શત્રૂને જીતી આવ્યો માટે હવે મારી સ્ત્રી મારા સ્વાધીન કરો, તેવારે રાજાએ કહયું કે તારી સ્ત્રીને ઘણી રીતે સમજાવી તે નહિ માનતાં તેતો બળી મુઇ, હવે તે સ્ત્રી કયાથી લાવુ

રાજાનું આવા પ્રકારનુ બોલવું સાંભળીને તે ક્ષત્રી કહેવા લાગ્યો કે તમને સત્યવાદી જાણીને મેં માહારી સ્ત્રી શોંપી હતી તેમ છતાં તમે આવુ જુઠુ બોલો છો તે હું કેમ માનીશ--ખરૂં છેકે ભર યોવનમાં આવેલી અપત્સરા જેવી મારી સ્ત્રી મેં તેમને શોંપી તે હવે કેમ પાછી આપો, તમે રાજબળ વાળા છો તેથી હું તમને કાંઇ કરી શકવાનો નથીં પરંતુ તમે મારી સ્ત્રી નહી આપો તો હું તમારા સામે અગ્નીની ચીતા ખડકીને બળીસ, અને તેનુ પાપ તમારે શીર આવશે, ક્ષત્રીનું આવું બોલવુ સાંભળીને રાજાએ વિચારયું કે તેની સ્ત્રીતો બળી મુઇ ને સ્ત્રી વિના આ માણસ બળી મરશે માટે હવે તેને જીવતો રાખવા માટે કાંઇ પણ ઉપાય કરવો જોઇએ. એમ વિચારીને તે ક્ષત્રી પ્રત્યે રાજા કહેવા લાગ્યો કે, ભાઇ તાહારી સ્ત્રી અમે ઓળવી નથી તેતો સઇકડો માણસોના દેખતાં બળી મુઇ છે તથાપી તું કહેતો તને બીજી શારી કન્યા પરણાવું. અથવા તુ માગે તેટલુ ધન આપુ પરંતુ બળી મુવેલી સ્ત્રી શી રીતે લાવી આપુ, તેવારે તે ક્ષત્રી કહેજે કન્યા કે ધન મારેતો કાંઇ પણ જોઇતુ નથી, મને તો મારી સ્ત્રી આપો અને જો સ્ત્રી ન આપોતો તમારા સત્ય વ્રતનુ ફળ આપો, આ રીતે તે ક્ષત્રીનુ બોલવું સાંભળીને રાજા સુન્ય ચીતે તેને કેહેવા લાગ્યો કે, મારૂ આ સઘળુ રાજ તું કહેતો તને આપુ તે અને ઉપર એક સો કન્યાઓ અત્યંત રૂપ અને ગુણવાળી આપુ. તે લઇને ખુશી થા પરંતુ મારા સત્ય વ્રતનુ ફળતો આ પ્રાણ જતે પણ આપીશ નહી. તેવારે તે ક્ષત્રીએ રાજાનુ કહયું નહિ માનતાં અગ્નીમાં પ્રવેશ કીધો જેથી બળીને ભસ્મ થયો. તે જોઇને રાજા રત્નશેન તથા તેની રાણી રત્નવતી માહા દુખી થવા લાગ્યાં તેવારે તે દેવતા પ્રગટ થઇને રાજાની સામે હાથ જોડીને કહેવા લાગ્યો કે ધન્ય ધન્ય ધન્ય છે તમોને હે રાજા આ પ્રથ્વીમાં તમારા જેવા સત્યવાદી તો વીરલાજ હશે, આજે ઘણી મુદતથી હું તમારા સત્યવાદી ગુણની પ્રસંશા સાંભળતો હતો પણ આજતો મેં તમારૂ સત્ય વ્રત અત્યંત દ્રઢ અને જે ચુકવવાને દેવ દાનવો પણ સમરથ થાય નહી એવું દેખીને મને પર્મ

આનંદ થાય છે અને મેં આપની પરિક્ષા નિમિતે આપની જે અવ ગણના કિધી છે તેની હું આપની પાસે માફ માગુછું. એમ કહિને તે દેવતા રાજાની ઉપર ફુલની વૃષ્ટી કરી પોતાને સ્થાનકે ગયો. ઇહાં રાજા રત્નશેન, અને રાણી રત્નાવતી સુખેથી ધર્મ, અર્થ, અને કામ ત્રણે વર્ગને સાધતા થકા કાળ ગમન કરતાં પ્રજાને અનેક પ્રકારે સંતોષીને તથા દીન દુઃખી જેનોનો ઉધાર કરીને પોતાના સત્ય વૃત અને દયા ધરમ પાળીને કાળ કરી ઉત્તમ ગતીને પ્રાપ્ત થયાં તેમજ પ્રધાન અને તેની સ્ત્રી પણ તેવીજ રીતે ઉત્તમ કાર્ય કરીને ઉત્તમ ગતી પામ્યા, માટે સઘળા મનુષ્યોએ પરોપકાર કરવો અને પ્રાણ ઘાતે પણ પોતાનું સત્ય નહી છોડવું તેના જેવી અમુલ્ય વસ્તુ પોતાના આત્માને હીત કરનારી બીજી કાંઇપણ નથી.



## પ્રાણ ઘાતે પણ જુઠુ નહી બોલવાથી કેટલો બધો ફાયદો થાયછે તે ઉપર દેવદત નામના એક વાણીયાની વારતા

સુર્યપુર નામના નગરને વિશે સુરશેન નામનો રાજા રાજ કરતો હતો, તેજ નગરને વિશે એક ધનદત નામનો શેઠ રેહેતો હતો તેને સુંદરી નામે સ્ત્રી હતી, શેઠ સ્વભાવે શાંત અને ધર્મીષ્ટ હતો પણ તેને એક પુત્ર નહી હોવાથી શેઠની સ્ત્રી તેને માટે ઘણોજ ટળવળાટ કરતી હતી, એક દિવશે શેઠ જમવાને બેઠા તે વખત કોઇ તેની સગી સ્ત્રી એક પુત્રને લેઇને તેને ઘેર આવી, પુત્રને શેઠે પોતાની ભેગે જમવા બેસારયો તેને જોઇને શેઠની સ્ત્રી પોતાને પુત્ર નહી હોવાથી ઘણુંજ દુખ પામીને રોવા લાગી, તેવારે શેઠ પુછવા લાગ્યો તું શા માટે રૂદન કરેછે? સ્ત્રી બોલી કે સ્વામી આપણા ઘરમાં ધન દોલત જોઇએ તેટલી છતાં એક પણ પુત્ર નથી માટે હું બહુજ દુઃખ માનુછું.

### દુહો.

લક્ષ દિપક જ્યાં નિત બળે, બારે રવી ઉગંત;
તસ ઘર તોહી અંધારડો, જશ ઘર પુત્ર ન હુંત.

સ્રીને આ રીતે દુખી થતી જોઇને શેઠ તેને કેહેવા લાગ્યો કે - પુર્વે ભવના સબંધ વિના પુત્રની પ્રાપ્તી થતીજ નથી, અને જો તાહારા ન શીબમાં હશે તો સ્વભાવે કરીનેજ તને પુત્રની પ્રાપ્તી થશે, માટે સ ઘળી આળપંપાળ અને ઉદાશીપણું તજીને ધર્મ કરણી કરવા માં તત્પ ર રેહે, શેઠનું આ રીતનુ કેહેવું સાંભળીને તે સ્રી નિરંતર દાન, પુન્ય દેવ સેવા ઇત્યાદિક ધર્મ કરણી કરવા લાગી, પશુ પક્ષી ઇત્યાદિક અ- વાચક પ્રાણીઓને ચારો, પાણી આપવા લાગી, દિન દુખી મનુષ્યોને અન્ન વસ્ત્ર છુટથી આપવા લાગી, એમ કરતાં,કેટલેક વરસે તે સ્રી ગરભવંતી થઇ, પછી નવ માસ પુર્ણ થએથી એક પુત્ર જનમ્યો, તેનું નામ દેવદત રાખ્યું. પણ કમ નશીબે એ પુત્ર ત્રણ માસનો થયો એટલામાં શેઠનુ ઘણુક ધન નાશ પામ્યુ, જેજે વેહેપાર કરે તેમાં મોટો ટોટો આવવા લાગ્યો એવી સ્થીતીમાં સાત વરસ વહી ગયાં તે વારે શેઠે વિચારયું કે આ પુત્રને ભણવા માટે શાળાએ મુકવો જોઇએ, એમ વિચારીને દેવદતને, ભણાવવા માટે શાળાએ મોકલ્યો તિહાં નબળા લોકોની સોબતને લીધે તે સા ત વ્યસનનો પારગામી થયો, નિચ પુરૂષોની શોબતમાં ભળવાથી જુ- ગાર રમવા અને ચોરી કરવા શિખ્યો, જેથી ઘરની તેમજ પરાઇ ચોરી કરવા લાગ્યો એમ પંદર વરસની ઉમરનો થયો, સારા ઘરનો છોકરો તેથી તેના બાપે સારે ઘેર એક સારી કન્યા સાથે પરણાવ્યો, તેવાર પછી ત્રીજે વરશે તેની માતા મરણ પામી, અને જયારે એકવીસ વર સનો થયો ત્યારે તેનો પીતા પણ મરવા સુતો, તેવે સમે શેઠે દેવ દતને પોતાની પાસે બોલાવીને શીખામણ દીધી કે, હે પુત્ર આપણા ઘરમાંથી ધન ખુટી ગયુ અને હું પણ મરવા સુતો છું માટે હવે તું તા રી ચાલમાં સુધારો કર, મારા મુવા પછી કોઇપણ તાહારી સંભાળ રા ખનાર નથી, માટે મારૂ એક વચન માનીને તું ચોરી અને જુગાર રમવાનો નિયમ લે, કે હવેથી તારે તે કામ કરવું નહી. તેવારે દેવદત્ત કહે પિતાજી એ બે બાબતો શિવાય તમો જે નિયમ આંપશો તે હું પ્રાણ ઘાતે પણ નહિ છોડું પણ એ બે બાબતો મારાથી છોડી શ કાશે નહી; કારણકે એમાંતો મારૂ ગુજરાન છે, તેવારે શેઠે વિચાર ક-

રાને કહયુ કે આપણા શેહેરમાં જીનદાસ નામે શેઠ જે માહારો મીત્ર છે તે માહા ધરમીષ્ટ અને આબરૂદાર તેમજ પ્રમાણીક છે માટે દિવશમાં એકવાર તેને ઘેર જઇને તાહારે નમ્રતા પુર્વક સલામ કરવી, તે નિયમ તાહારે બળાત્કારે પણ ભાગવો નહી, આ રીતે પોતાના પિતાનું કેહેવું સાંભળી દેવદત કહે જે પિતાજી મારો જીવ જશે તોપણ આપનું વચન ઉથાપીશ નહી, હું દરરોજ જીનદાસ શેઠને ઘેર સલામ કરવા જઇશ, એ રીતે દેવદતે નિયમ લીધા પછી તેનો પિતા થોડાજ દિવશમાં મરણ પામ્યો, તેવાર પછી દેવદત હરરોજ સવારમાં ઉઠીને જીનદાસ શેઠને ઘેર સલામ કરવા જવા લાગ્યો, એમ કરતાં લગભગ એક વરસ દિવશ વિતી ગયા, એક દિવશ જીનદાસ શેઠના પુત્રો તથા તેના ઘરનાં બીજાં માણશો શેઠને કેહેવા લાગ્યાં કે, ધનદત શેઠનો છોકરો પેલો દેવદત માહા નિચ, ચોર અને જુગરી આપણે ઘેર આવે છે તે ઠીક નહી નબળાની સંગતથી કોઇ સમયે આપણને પણ હાની લાગે કહયું છે કે:—

**કુસંગાસંગ દોશેણ, સાધવા જાંતી વિક્રીયા,**
**એકરાત્રી પ્રસંગેણ, કાષ્ટ ઘંટા વિટંબણા.**

પોતાના ઘરના માણશોનું આ રીતનું કેહેવું સાંભળીને શેઠ વિચારવા લાગ્યો કે, દેવદતને છેક તરછોડી મુકીશું તો તે કદી સુધરશે નહી; એમ વિચારીને ઘરનાં માણશોને કહે જે ઠીક છે એનો ઉપાય કરીશું; તેવાર પછો બીજે દિવશે દેવદત શેઠને સલામ કરવા આવ્યો તેને શેઠે કહયું કે ભાઇ દેવદત, હવેથી તારે અમારે ઘેર આવવું નહી દેવદત કહે જે પિતાજી એવો માહારો અપરાધ શો છે કે મને તમારે ઘેર આવતો અટકાવો છો ? શેઠે કહયું કે તું ચોરી અને જુગાર છોડીદે તો અમારે ઘેર સુખેથી આવજે-તેવારે દેવદતે કહયું કે પિતાજી એ બાબતો ઉપરતો મારૂ જીવન છે, માટે તે શિવાય તમો જે વાત કહો તે કબુલ કરૂ, દેવદતનુ આવી રીતનુ બોલવું સાંભળીને શેઠને દયા આવી ત્યારે-મનમાં વિચારવા લાગ્યો કે એકદમ ચોરીને જુગાર તે છોડી શકશે નહી માટે ધીરે ધીરે તેને છોડાવીશ પરંતુ તે

આજ્ઞાકીત કેટલો છે તે વિશે તેની પરીક્ષા જોવાને જે ધંધો તે કરેછે તેજ બાબતમાં તેને બંધન કારક થાય તેવો કાંઇક નિયમ આપુ. એ મ વિચારીને શેઠે કહયું કે-દેવદત જો તું ચોરીને જુગાર ન છોડતો એટલો નિયમ લે કે કદી પણ જુઠું બોલવું નહી. શેઠનું કેહેવું સાંભ ળીને દેવદત કહે જે મારો જીવ જશે તો અડચાણ નહી પણ હું ક દી જુઠું બોલીશ નહી એમ કહી શેઠને પગે લાગી પોતાને ઘેર ગયો ઘેર જઇને વિચાર કરવા લાગ્યો કે,--શેઠે તો મને ખરેખર બાંધી લી ધો, મારા રોજગારનુ મુળજ જુઠમાં સમાયુ છે અને શેઠે જે નિયમ મને આપ્યો છે તેતો પ્રાણ જતે પણ હું ભાગનાર નથી, પણ કર શો તે ખરૂં એમ પોતાના મન સાથે વિચારીને તે વાત પોતાની સ્ત્રી નેકહી સ્ત્રી ઘણીજ ડાહી અને સમજુ તેમજ ધરમીષ્ટ હોવાથી પોતા ના ભરથારને કેહેવા લાગી કે શેઠ ઘણા ડાહયા અને તમારા હિતેસ્વી છે તેઓએ જે નિયમ આપ્યો છે તે ગુરૂની આજ્ઞાની પેઠે પ્રાણ જતે પણ ભાગશો નહી.

દેવદત પણ પોતાનો નીયમ સંભાળતો હમેષાં શેઠને સલામ કરવા જાય પણ પ્રથમની પેઠે ઠામ ઠામ ભટકતો હતો તે રીત ઘણી પ્રકા રે છોડી દીધી એમ કરતાં ચોમાસાના દિવશો આવ્યા તેવારે દેવદત વિ ચારવા લાગ્યો કે, જુગાર રમવા કરતાં અને જેવી તેવી ચોરીયો કર વા કરતાં એક એવી મોટી ચોરી કરૂં કે ફરીને નબળુ કામ કરવાનો વખત રહે નહી, એમ ધારીને એક દીવશ મધરાતને સમયે જરા જ રા વરસાદના છાંટા પડી રહયા છે તે વખતે ખાતર પાડવાનાં હથીયા રો લઇને પોતાના શરીર ઉપર એક કામળો ઓઢીને રાજાના ભંડારમાં ચોરી કરવા માટે ઘરમાંથી બાહાર નિકલ્યો, તે બજાર વચ્ચેથી નહી જ તાં અન્ય અવળે રસ્તે ચાલ્યો, એવામાં તેજ નગરનો રાજા ગુપ્ત રીતે ઘોડાપર બેશીને ધીરે ધીરેનગર ચરચા જોતો જોતો જે રસ્તેથી દેવદત જા ય છે તે રતે આવી લાગ્યો પણ રાત અંધારી ને વરસાદ પણ અં ધારેલો જેથી કોઇ કોઇને દખી શકે નહી પરંતુ દેવદતના પગનો પર ઘા સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે આવે સમયે, મધ્ય રાત્રીએતો,

કોઇ ચોર કે ઢોર અથવા જાર સિવાય બીજુ કોઇ બાહાર નિકળે નહી, એમ ચીંતવીને રાજા બોલ્યો કોણ છે, ઉભો રેહે તેવારે દેવદત ઉભો રહીને વિચારવા લાગ્યો કે મારે જુઠુ બોલવાનો તો નિયમ છે, ને સાચુ બોલીસ તો મને આ માણસ પકડસે, ભલુ ભલુ, એમ કહી ને પોતે બોલ્યો કે હુ ચોર છુ--તે સાભળીને રાજાએ પુછ્યુ કે તું કયાં જાય છે? દેવ દત બોલ્યો કે રાજાના ભંડારમાં ચોરી કરવા જાઉ છુ એમ સાંભળીને રાજાએ વીચારયુ કે આતો કોઇ ગાંડો (દીવાનો) માણસ જણાય છે એમ સમજીને તેને જવા દીધો અને રાજા નગર ચરચા જોવા આગળ ચાલ્યો ઇહાં દેવદત શીઘ્રો ચાલી રાજ્ય દરબારમાં ગયો, તીહાં જઇને પોતાની કળા વડે રાજાનો ભંડાર ફાડીને તે માંહેથી ઝવેરાતના ભારે કીમતના ચાર નાના નાના ડાબડા લીધા તે લેઇને જે રસ્તેથી આવ્યો હતો તેજ રસ્તેથી ચાલ્યો, તીહાં રાજા પણ નગરમા ચક્ર ફરીને પાછો તેજ જગાએ દેવદતને મલ્યો, તે વારે પણ રાજાએ પ્રથમની પેઠે તેને પુછ્યુ ત્યારે દેવદત કેહેજે હુ ચોર છુ ને રાજાના ભંડારમાંથી ચોરી કરીને ઝવેરાતના ચાર ડાબડા લેઇ આવ્યો છું દેવદતનુ આ રીતનુ કેહેવુ સાંભળીને રાજાએ વીચારયું કે આતો સદંતર ગાંડો માણસ છે તે આટલામાંને આટલામાંજ ફરે છે, ચોર હોય તો આવું બોલેજ નહી એમ વીચારીને રાજા કેહેજે જા જા મુરખ ચાલ્યો જા એમ કહી રાજા રાજ્ય દ્વારે ગયો અને દેવદત પોતાને ઘેર આવ્યો,---બીજે દીવસે દેવદતે પેલા ચાર ડાબડા માંહેથી થોડુક ઝવેરાત કાહાડીને કોઇ શાહુકારને ત્યાં ગીરો મુકી દસ હજાર રૂપૈયા લીધા તે લેઇને કેટલાક લુગડાં ઘરેણા વીગરે પોતે બીજાને ઘેર ઘરેણે મુકેલાં તે છોડાવ્યાં.--પણે રાજાના ભંડારીએ સવારમાં ઉઠીને જોયુ તો ભંડાર તોડેલો દીઠો તે દેખીને પેહેલો તેણે પ્રધાનને બોલાવ્યો તેણે આવીને ભંડારી સાથે મસલત કરી ભંડાર માંહેથી બીજા આઠ ડાબડા ઝવેરાતના લીધા તેમાંથી ચાર પોતાને ઘેર તથા ચાર ભંડારીને ઘેર પોહોચતા કરીને પછી બુમ પાડી કે--કોઇ ચોરે ભંડાર ફાડયો છે, ભંડારમાં ચોરી થયાની ખબર સાંભળીને રાજાએ ભંડાર પાશે આ

વીને જોયુ તો ઝવેરાતના બાર ડાબડા ચોરાયલા કમતી દીઠા તે વારે રાજાએ મનમાં વીચારયું કે ડાબડા ચાર ગયા છે તેમ છતાં બાર ડાબડા ઓછા થાય છે તેનુ કારણ શુ. શાબાશ છે તે ચોરને કે ચોર છતાં તે જરાએ જરા સાચુ બોલ્યો પણ તે ચોર હવે શી રીતે મલી શકશે ! એમ વીચારીને ભંડારી તથા મધાન મત્યે રાજા કેહેવા લાગ્યો કે, ઝવેરાતના ડાબડાતો ચારજ ચોરાયલા જણાય છે ત્યારે બીજા આઠ ડાબડા કીહાં ગયા ! તેવારે તે બંને જણ બોલ્યા કે ચારતો તમે પેદા કરો પછી આઠની અમે તજવીજ કરીશુ. એમ કહીને પોત પોતાને ઘેર ગયા, પછી રાજા વીચારવા લાગ્યો કે, ચાર ડાબડાનો પતો મેલવવા માટે કાંઇ ઉપાયતો કરૂ, એમ વીચારીને પુરવ દીશાના દરવાજા બાહાર એક દેવીનુ મંદીર નવુ કરાવ્યુ અને શેહેરમાં ઢઢેરો પીટાવ્યો કે માહારા શેહેરની અંદર બે પગે ચાલનારા સઘળા સ્ત્રી પુરૂષોએ ત્રણ દીવશ સુધી આ દેવીના મંદીરમાં દરશન કરવા માટે આવવુ એ રીતે ઢઢેરો પીટાવીને રાજા તે મંદીરની પાશે જઇને બેઠો તે વાર પછી શેહેરના તમામ લોકો રાજાની આજ્ઞાનુ સારે દેવીના મદીરમાં આવવા લાગ્યા એ રીતે ત્રણ દીવસ સુધી આવ જાવ કરતાં ત્રીજા દીવસના બપોરે પેલો શેઠનો પુત્ર દેવદત પણ સારાં સારાં લુગડાંને ઘરેણાં પેહેરીને દેવીનાં મંદીરમાં પેઠો તીહાંથી બાહાર નીકળતાં બીજાઓની સાથે વાતો કરતાં દેવદતનો અવાજ સાંભળી રાજાએ વીચારયુ કે રાતની વખતે જે ચોર મને મલ્યો હતો તેના જેવો આ માણસનો અવાજ જણાય છે એમ વીચારીને પછી તે દેવદતને રાજા પોતાની પાસે બોલાવીને એકાંતમાં લેઇ ગયો, ત્યાં લેઇ જઇને રાજાએ દેવદતને પુછ્યુ કે અમારા ભંડાર માંથી ઝવેરાતના ચારડા બડા તે ચોરયા છે ? રાજાનુ આ રીતનુ પુછવુ સાંભળીને દેવતે વીચારયુ કે મારે જુઠુ બોલવાનો નીયમ છે માટે મભુ કરશે તે ખરૂ પણ માણ ગએ જુઠુ તો બોલવુજ નહી એમ વીચારીને દેવદત કહે જે માહારાજ મારો કે જીવાડો પણ ઝવેરાતના ચાર ડાબડા મે તમારા ભંડારમાં ખાતર પાડીને લીધા છે, તે વારે રાજા

ઘણુંજ ખુશી થયો અને દેવદતની પીઠ ઉપર હાથ ઠોકીને તેના માતા પીતાનુ નામ ઠામ પુછીને કહ્યુ કે હમણાં તુતારે ઘેર જા, પછી દેવદત પોતાના ઘર ભાણી ચાલતો થયો, અને રાજાએ પોતાના વીસ્વાશુ માણસને તેની પાછળ તેનુ ઘર જોવા મોકલ્યો, દેવદત્ત પોતાના ઘરમાં પેઠો તે ઘર જોઇને રાજાનો શેવક પાછો ફરયો, તે વારપછી રાજા પણ પોતાના રાજ્ય મેહેલમાં આવ્યો બીજે દીવશે રાજાએ કચેરી કરીને સઘળા સામત, પટાવત, ભંડારી, પ્રધાન, ઇત્યાદીક એકઠા થયા, ને પછી રાજાએ પોતાના શેવકને મોકલી દેવદતને તેડાવ્યો દેવદત પણ સ્નાંન ભોજન કરીને પોતાની સ્ત્રીને કહીને રાજ્ય કચેરીમાં આવ્યો તીહાં રાજાએ દેવદતને ઘણુંજ માન આપી પોતાની જોડે ખુરશી ઉપર બેસારયો, બેસારીને રાજા દેવદતને કેહેવા લાગ્યો કે ઝવેરાતના આર ડાબડા તમે ચોરયાછે તે લાવો, તે વારે દેવત કહે જે સાહેબ આપના માણસો મોકલીને મારે ઘેરથી મંગાવી લો મે અંદરથી જુજ ભાગ કાહાડીને ગીરો મુકયો છે તે શીવાય સઘળા ડાબડા મારા ઘરમાં છે એવુ દેવદતનુ કેહેવુ સાંભળીને રાજાએ પોતાના માણશો મોકલી દેવતને ઘેરથી આર ડાબડા મંગાવી લીધા, પછી, પ્રધાન અને ભંડારી મત્યે રાજા કેહેવા લાગ્યો કે, હે પ્રધાન, હે ભંડારી આઠ ડાબડા હવે તમે લાવો. તે વારે બંને જણાનાં મોહોડાં ઉપર શામતા ઢળી ગઇ અને કેહેવા લાગ્યા કે માહારાજ અમે તે ક્યાંથી લાવીએ, રાજા કહે આ ચોરે તો ચારજ લીધાછે માટે આઠનો કોઇ બીજો ચોર હોવો જોઇએ તે તમે મેલવી આપો, ત્યારે બંને જણ ફરી બોલ્યા કે અમે તેનો પતો શી રીતે મેલવી શકીએ, પછી રાજાએ વાંચારયુ કે ભંડારી અને પ્રધાન બંને જણ ચોર છે માટે તેમનાં ઘરની ઝડતી લેવી જોઇએ એમ વીચારીને રાજાએ પ્રધાન અને ભંડારીના ઘરની ઝડતી લેવરાવી એટલે તે બંનેના ઘરમાંથી ચ્યાર ચ્યાર ડાબડા નીકલ્યા, તે લેઇને રાજાના શેવકોએ રાજાની સન્મુખ લાવીને મુકયા, તે વારે રાજા અત્યંત ક્રોધ યુકત થઇને બોલ્યો કે આ બંને ચંડાળોને શુળીએ પરોવો, અને દેવદતને આજથી પ્રધાન પદનો અભીષેક હુ કરૂં છું

આ રીતનુ રાજાનુ બોલવુ સાંભળીને દેવદત્ત રાજાને કેહેવા લાગ્યો કે સાહેબ હુ આપની પાશેથી આટલુ માગી લેઉ છુ કે આ બંને જણને જીવતાં મુકો, તે વારે રાજાએ દેવદતનુ સત્ય અને દયાળુ પણુ જોઈને તેનુ કેહેવુ માન્ય કરી ભંડારી અને પ્રધાનને દેશ નીકાલ કીધા, તે વાર પછી રાજાએ દેવદતને ઘણોક શીરપાવ આપીને પોતાનો પ્રધાન બનાવ્યો અને શકળ સભાની હજુર તેના સત્ય વચન બોલવાના નીયમની અત્યંત પ્રસંસા કીધી તે વાર પછી દેવદત ઘોડા ઉપર બેશીને આગળ શીપાઈ દોડાવતો પોતાને ઘેર ગયો તીહાં તેની સ્ત્રી ઘણીજ ખુશી થઈને કેહેવા લાગી કે સ્વામીજી જુઓ સાચુ બોલવાનુ ફળ કેવુ મલ્યુ? દેવદત કહે જે એ સઘળો પ્રતાપ જીનદાસ શેઠનો છે માટે હમણા હુ શેઠને ઘેર જઈ આવુ એમ કહી દેવદત પગે ચાલીને જીનદાસ શેઠને ઘેર ગયો, તીહાં જઈ શેઠની સામે હાથ જોડી નમસ્કાર કરીને કેહેવા લાગ્યો કે, પીતાજી આ સઘળો ઉપકાર આપનોજ છે આપે મને જે વ્રત આપ્યુ હતુ તેનુંજ આ ફળ છે અને તેથી કરી મને આજે અમુલ્ય પદવી મળી તે આપનોજ પ્રતાપ છે હું આપનોજ પુત્ર છુ તથાપી આજથી આપની આજ્ઞા કોઈ રીતે પણ ખંડન કરીશ નહી, તેવારે શેઠ બોલ્યા કે, હે દેવદત, એમાં માહારો કાંઈપણ પ્રતાપ નથી માત્ર સત્યવૃત અને શાહાશીક પણાનો એ મહીમા છે, જે માણસ પ્રાણ ઘાતે અસત્ય વચન નથી બોલતા તેમનાં સરવે પ્રકારનાં વીઘનો નાસ્તી પ્રત્યે પામે છે માટે હમેષાં સત્ય વચન બોલવા ઉપર વધારે દ્રઢ થવું એવુ શેઠનું કેહેવુ તથા દેવદતને સત્ય બોલવાનુ મલેલુ અમુલ્ય ફળ પ્રત્યક્ષ પણે જોઈને કેટલાક સમજુ માણસોએ નીયમ લીધો કે કદી પણ જુઠુ બોલવુ નહી,--ઈહાં શેઠને નમસ્કાર કરીને દેવદત પોતાને ઘેર ગયો, અને રાજકાજમાં પ્રવીણ થવા લાગ્યો, રાજા પ્રત્યેક કામમાં તેનીજ સલાહથી રાજકાજ કરવા લાગ્યો, એ રીતે દેવદતને સત્ય બોલવાનુ ફળ મલ્યુ, માટે આ વીસ્વમાં જન્મ પામી૦ દરેક માણસે જુઠુ બોલવાથી પછાત રેહેવુ એ મનુસ્યના સરવે ગુણોમાં મોટામાં મોટો ગુણ સ-

ત્યવૃત છે તે વીનાં સઘળા ગુણો નકામા છે અને સત્ય બોલવાથી સત્યવાદી રાજાઓ પણ તુષ્ટમાન થાય છે તેમ છતાં સાંમત તેવી રાજ્ય નીતી ન હોય તોપણ સત્ય બોલનારને ઇસ્વરતો સારૂં ફળ આપ્યા વીનાં રેહેનાર નથી.



## દગો કોઈનો સગો નહી, ખાડ ખોદે તેજ પડે,

રાજપુર નામના એક ગામમાં શોભાગ્યચંદ નામનો એક વાણીઓ રેહેતો હતો તેને દેવકોર નામની સ્ત્રી હતી, એક દીવસ તે શોભાગ્ય ચંદ પરદેશ કમાવા માટે નીકલ્યો અને તેની સ્ત્રી ઘેર રહી; તે ગામના દરવાજા બાહાર, એક બાવાનો મઠ હતો તે મઠ વાળો બાવો ગામમાં હર રોજ ભીક્ષા માગવાને જાય તે વારે ઘેરો ઘેર ફરતો જાય ને એમ બોલો કે "દગો કોઇનો સગો નહી," "ખાડ ખોદે તેજ પડે" એવી રીતે હમેષાં ટેહેલ નાખતો જાય અને ભીક્ષા માગે એક દીવસ શોભાગ્યચંદ વાણીયાની પડોસમાં રેહેનારી એક સ્ત્રીનુ માથુ દુઃખવા આવ્યુ તેને તે બાવાએ ઓષધ આપવાથી તેનુ માથુ દુખતુ મટી ગયું, ત્યારે બીજે દીવસે શોગ્યચંદની સ્ત્રી પેલા બાવાને કેહે જે મારા પેટ છોકરો થતો નથી તે થાય તેવુ મને કાંઇક ઓસડ આપો, બાવાએ કહ્યું કે બાઇ છોકરો કોઇથી આપી શકાતો નથી અને છોકરો થાય તેવુ ઓષધ પણ આ દુનીયામાં નથી, જો તાહારા નશીબમાં હશે તો તને છોકરો થશે બાવાનુ આવી રીતનુ બોલવુ સાંભળીને તે સ્ત્રી તેને કેહેવા લાગી કે, તુ મારી સાથે ભોગ ભોગવ્ય, હુ ઘરમાં એકલી છુ ને આજે છ માસ થયા મારો ધણી પર ગામ વેહેપાર કરવા ગયો છે, માટે માહારાથી રેહેવાતુ નથી--સ્ત્રીનુ બોલવુ સાંભળીને બાવો કેહેવા લાગ્યો કે બાઇ તારો ધણી કાલે ઘેર આવશે પણ સારા માણસની દીકરી થઇને આં રીતે તને બોલવુ યોગ્ય નથી ઇત્યાદીક શીખામણ આપીને બાવો પોતાને સ્થાનકે ગયો ત્યાર પછી પેલી સ્ત્રીએ વીચારયુ કે માહારો ધણી આવશે ત્યારે બાવો ચાડી કરશે અથવા બીજા કોઇની આગળ કહી દેશે માટે હરેક રીતે ઉપાય કરીને બાવાને મારી નાખુ તો

ઠીક થાય એમ વીચાર કીધો, થોડાક દીવસ પછી બાવો તેના મેહેલમાં માંગવા ગયો ત્યારે તે શોભાગ્યચંદ વાણીયાની સ્ત્રી દવકોર બાવાને કહે જે માહારાજ આજે માહારા સસરાની સંવચ્છરી છે માટે પાછલી વખતે તમે ભોજન લેવા આવજો, પછી સાંજની વખતે બાવો તેને ઘેર ગયો એટલે તેને માટે ઝેહેર નાખીને લાડવા બનાવ્યા હતા. તે બાવાને આપ્યા, બાવો તે લેઇને પોતાના મઠમાં આવ્યો, અને લાડવા ઢાંકી મુકીને બીજુ ખાવાનુ આવેલુ તે ખાધુ અને રાતરે માળા ફેરવીને સુઇ રહયો, એવામાં મધરાતને સમે તે દવકોરનો ધણી શોભાગ્યચંદ પરગામથી આવ્યો જે વખત દરવાજા બંધ હોવાથી બાવાના મઠમાં આવીને રહયો પણ થાકયો પાકયો આવેલો ને પાશે ખાવાનુ નહી હોવાથી બાવાએ પુછ્યુ કે ભાઇ તમારે ખાવુ છે ત્યારે તેણે કહ્યું કે કાંઇ હોયતો આપો પછી બાવાએ પેલા ઢાંકી મુકેલા લાડવા શોભાગ્યચંદને ખાવા આપ્યા, તે ખાઇને મઠમાં સુઇ રહયો, ને પ્રતઃકાળ થતા પેહેલા રામ શરણ થઇ ગયો, (મરી ગયો) સવારમાં બાવાએ રાજાને ખબર કરી કે મધરાતે દરવાજા બંધ હોવાથી આ ગામનો કોઇ વાણીઓ મારા મઠમાં રાતે સાજો તાજો આવીને સુતો હતો પણ અત્યારે મે જોયુ તો મરી ગયલો જણાય છે, તેવારે રાજાનો કોટવાળ અને બીજા માણસોએ મઠ પાશે આવીને બાવાને પુછ્યુ કે એણે કાંઇ ખાધુ હતું? બાવાએ કહયું કે અમુક મેહેલમાંથી હુ કાલે લાડવા માગી લાવ્યો હતો તે મે તેને ખાવા આપ્યા હતા, પછી કોટવાળે બાવાને સાથે તેડી જઇને તે લાડવા આપનારી સ્ત્રીનુ ઘર જોયુ. તેવાર પછી શોભાગ્યચંદના મડદાનુ પેટ ચીરાવીને જોયુ તો અંદરથી લાડવામાં ઝેહેર દેખાયુ, પછી તે સ્ત્રીને મઠ પાશે બોલાવી, તે ત્યાં આવી એટલેતો પોતાના ધણીનુ મડદુ દીઠુ પછી હાયપીટ કરવા લાગી ને કેહે જે આતો મારો ધણીછે તેને આ બાવાએ મારી નાખ્યો જણાય છે. -આ રીતે સ્ત્રીનુ કેહેવુ સાંભળીને કોટવાલે બાવાને ધમકાવા માંડયો કે ખરૂ બોલ આ વાણીયાને તે શુ ખવરાવ્યુ હતુ? બાવો કેહે કે આજ સ્ત્રીએ મને લાડવા આપ્યા હતા તે મે પરમારથની ખાતર વગર ઓળખે આ વાણીયાને

ખાવા આપ્યા હતા, અને આ સ્ત્રીએ મને તેની સાથે બદ કામ કરવાનુ કહયાથી મે તેને ધીકારીને ના કહી હતી જેથી તેણે મને મારી નાખવા માટે ઝેરના લાડવા બનાવીને આપેલા જણાય છે મને તેની ખબર નહી મેતો ચોખા સમજીને બીજે દીવસ મારે ખાવા રાખ્યા હતા પણ દગો કરે તેનેજ પુગે એમ થયુ છે શીવાય મારો કાંઇ દોષ નથી પછી કોટવાળે તે સ્ત્રીને એકાંતમાં પુછ્યુ તો તેણે માન્યુ નહી, પણ તેના ઘરની ઝડતી લેવાથી ઝેર નીકલ્યુ. પછી રાજાએ જાણ્યુ કે બાવાને મારવાનો ઉપાય કરતાં તેનો ધણીજ મુઓ માટે આ સ્ત્રીનુ નાકને કાન કાપીને ગધેડે બેશારી આખા ગામમાં ફેરવીને કાહાડી મુકો, આ રીતે જે દગો કરો તેનું ફળ પોતાનેજ મલે, માટે કોઇનુ માઠુ ઇચ્છવું નહી.

---

## ભાગ્ય વીનાનર કોડીન પાવે, અથવા પોતાના પ્રારબ્ધમાં શુખ અને દુઃખ જેવુ લખ્યુ હોય તેવુજ ફળ મળે છે, તે ઉપર અને સજન તથા દુરજનનાં ચરીત્ર વીશે

## શ્રીપાળ રાજાની વારતા,

માળવ દેશને વીશે ઉજ્યની નામનું એક નગર હતુ તે નગરને વીશે મજાપાળ નામનો રાજા રાજ્ય કરતો હતો તેને શોભાગ્ય સુંદરી અને રૂપસુંદરી નામે બે સ્ત્રીઓ એવીતો રૂપ વાળી હતી કે દેવતાની સ્ત્રીઓ પણ તેના રૂપને જીતી શકે નહી, હવે તે રાજા પોતાનું રાજ્ય રામચંદ્રની પેઠે ન્યાયથી ચલવતો થકો સ્ત્રીઓની સાથે ભોગ ભોગવે છે, એક સમયે તેની બંને સ્ત્રીઓ ગરભવંતી થઇ, તેને નવ માસ પુર્ણ થયેથી બંને સ્ત્રીઓએ પુત્રીઓને જન્ન આપ્યો તે માંહેલી શોભાગ્ય સુંદરી રાણીની પુત્રીનું નામ સુરસુંદરી સ્થાપ્યુ, અને રૂપસુંદરી રાણીની પુત્રીનુ નામ મયણાંસુંદરી સ્થાપ્યું. અનું-

ક્રમે બંને રાજકુંવરીઓ નવ નવ વરસની થઇ તેવારે રાજાએ જુદા જુદા પંડીતોની પાસે બંને પુત્રીઓને ભણવા તથા કળા શીખવાને મુકી, સુરસુંદરીનો ઉપાધ્યાય આપ મતી અને મયણાંસુંદરીનો ઉપાધ્યાય ધરમીષ્ટ તેમજ પ્રભુ ભક્ત હતો, હવે તે બંને રાજ કુંવરીઓ સ્ત્રીની ચોસઠ કળા વીગેરે ગણીત લખીત, ઇત્યાદીક વીદ્યા શીખી એમ અનુક્રમે બાર વરસની થઇ તેવારે બંને રાજકુંવરીઓના ઉપાધ્યાઓ બંનેને લઇને રાજ્ય સભામાં આવ્યા, તેઓને દેખીને સરવે સભા હરષ પામી, પછી રાજાએ બંને પુત્રીઓને ખોળામાં લઇને તેમની પરીક્ષા કરવા માટે કેટલાંક પ્રશ્ના પુછયાં તેના યથા સ્થીત તે બંને પુત્રીઓએ જવાબ આપ્યા પછી રાજાએ બંને પુત્રીઓને એક પ્રશ્ન પુછયુ કે તમને સર્વ રીધી અને સુખ દુખના દેનાર કોણ? રાજાનું પ્રશ્ન સાંભળીને--પોતાની મતીના ચપળ પણા થકી સુરસુંદરી બોલી કે પીતાજી સઘળો પ્રતાપ આપનોજ છે આપ રાંકને રાજા અને રાજાને રાંક બનાવવા સમર્થ છો--આ રીતનું સુરસુંદરીનુ બોલવું સાંભળીને રાજા ઘણોજ ખુશી થયો અને મયણાંસુંદરીને પુછવા લાગ્યો તેવારે અતી ગંભીર અને સત્યા સત્યની જાણ એવી મયણાં સુંદરી બોલી:—

દુહો.

વીનય વિવેક સુશીળતા, ઉપ સમ ધર્મ સ્નેહ,
મન વલભ મેળાવડો; પુન્યે લાભે તેહ. ॥ ૧ ॥

મયણાં સુંદરીના મુખ થકી આ રીતનુ સાંભળીને એક રાજા શીવાય સઘળી સભા હરષ પામી,--રાજા મનમાં ખેદ પામીને વીચારવા લાગ્યો કે માહારૂ કરયુ સારૂ નરસુ નહી માનનારી અને પોતાના પ્રારબ્ધના ગર્વ કરનારી આ મયણાં સુંદરીને કાંઇપણ સજા કરવા યોગ્ય છે, આવી રીતે રાજા પોતાના મનમાં વીચાર કરેછે એવામાં શંખપુર નામે નગરના રાજાનો અરીમરદન નામનો કુંવર રાજાને ભેટ આપવા સભા મધ્યે આવીને ઉભો તેને રાજાએ આદરમાન આપી યોગ્ય આસન ઉપર બેસારયો અરીમરદન નામનો કુંવર અત્યંત રૂપવાળો અને યુવાન હોવાથી તેને જોઇને સુરસુંદરીને પરણવાની ઇચ્છા થઇ એવામાં

મજાપાળી રાજા પણ તેને પુછવા લાગ્યો કે હે પુત્રી આ અરીમરદન રાજકુંવર સાથે તાહારૂ લગ્ન કરવાની ઇચ્છા છે? ત્યારે તેણીએ લજ્યા મુકીને કહ્યું કે પીતાજી આપના મતાપે કરીને એજ વરની મને પ્રાપ્તી થાઓ એવું તે સુરસુંદરીનું બોલવું સાંભળીને રાજાએ તેનું કેહવું માન્ય કીધું, ત્યાર પછી રાજા મયણાં સુંદરીને પુછવા લાગ્યો કે હે પુત્રી તુજને કેવા વરની ઇચ્છા છે? તે સાંભળી મયણાં સુંદરી ધીરે શબ્દથી લજ્યા યુક્ત થઇને કેહવા લાગી કે-હે પીતાજી કુળવંત બાળીકાને સભા સમક્ષ એ વચન કેહેવું યુક્ત નથી જે અમુક વર સાથે માહારૂ લગ્ન કરાવો, પીતાએ જે વર આપ્યો તે લોક વેહેવારે પ્રમાણછે, પરંતુ માતા પીતાતો નીમીત માત્રછે, જે પુર્વ નીબંધ નીમીત કર્મ હોય તેજ વરની પ્રાપ્તી થાયછે, માટે તમોને એવો ગર્વ કરવો યોગ્ય નથી જે માહારા કયા પ્રસાદ અપ્રસાદ છે---જેનુ ભાગ્યહશે તેને તુમે પ્રશન થાશો અને જેનુ ભાગ્ય નહી હોય તેને તુમે અપ્રસંન થાશો જેને પુર્વોપારજીત જેવુ પુન્ય પાપ કીધું હશે તેવાજ ફળની તેને પ્રપ્તી થશે, અને તેવાજ સંજોગો તેને આવી મળશે--આવી રીતના અમૃત સરખાં વચન સાંભળીને સભા જનો ઘણોજ હરષ પામ્યા પણ અભીમાનના પુરમાં ચઢેલા રાજાને તે જરાપણ રૂચ્યાં નહી અને અતીશે ક્રોધ કરીને પોતાની પુત્રી મયણાં સુંદરીને કેહેવા લાગ્યો કે હે પુત્રી જો તુ માહારૂ કરયું સારૂ નરશુ માન્ય કર કે જેથી તારો સ્વારથ સુધરે, રાજાનું બોલવુ સાંભળીને મયણા સુંદરી બોલી કે પીતાજી આટલો બધો ગર્વ શા સારૂ કરો છો, જેવુ મારા પ્રાલબ્ધમાં લખ્યુ હશે તેવુ ફળ મને મળશે ઇત્યાદીક પીતા અને પુત્રી વચ્ચે થતો વીવાદ જોઇને તથા રાજાને ક્રોધાતુર દેખીને તેનો ડાહયો મંત્રી કેહેવા લાગ્યો કે બાળકની સાથે સભા સમક્ષ વીવાદ કરવો તે આપને યોગ્ય નથી ચાલો ફરવા જવાનો વખત થયો છે--મંત્રીનુ કેહેવુ સાંભળીને રાજા ક્રોધાતુર થયો છતો નગરની બાહેર સવારી સાથે ફરવા નીકલ્યો, તેવા સમયે (કુષ્ટ) કોડના રોગે ગ્રહણ કરેલા સાતસો ક્ષત્રી પુનો અને તેનો એક યુવાન રાજા છે તેનુ એક ટોળુ સામુ આવતુ રાજાએ દીઠુ તે દેખીને રાજા પો-

તાના મંત્રીને પુછવા લાગ્યો કે—હે મંત્રી, આ સામે જે લોકોનુ ટોળુ આવે છે તે કોણ છે તે વારે મંત્રીશ્વર કહેવા લાગ્યો કે, માહારાજ અમી અને રૂપ તથા ગુણવાન છતાં સાતસો ક્ષત્રી પુત્રો કુષ્ટ રોગી થયા છે તે મધ્યે એક યુવાન છોકરાને સઘળાનો રાજા સ્થાપ્યો છે તેનુ નામ ઉબરરાણા છે અને તેને ગધેડા ઉપર બેસાડીને આવેછે એ લોકો દેશો દેશ ફરે છે અને સઘળા રાજાઓ પાસેથી દાન લેતાં લેતાં આપણી પાશે આવેછે—આવી રીતે રાજા અને મંત્રી વાતો કરે એટલામાં કુષ્ટીઓનુ ટોળુ પણ રાજાની નજીક આવી પોહતુ તેને જોઇને રાજા કેહેવા લાગ્યો કે હે મંત્રી આ કુષ્ટીનુ ટોળુ જે માગે તે આપીને તેમને જલદીથી વીદાય કરો રાજાનુ કેહેવુ સાંભળીને મંત્રી ટોળાની સામે ગયો તે વારે ઉબર રાજાનો કોઇ કુષ્ટીક રોગવાળો મધાન મંત્રીને કેહેવા લાગ્યો કે હે મંત્રી અમારો રાજા સઘળે ઠેકાણેથી દાન અને માન સંપુર્ણ પામ્યો છે પણ હમારા રાજાને એક કંન્યા જોઇએ છે તે આપો, તે વારે મંત્રી કેહે જે આવુ અયુકત શુ માગો છો, આ વાત કેમ બનશે જે કાગડાને ગળે રત્નનો હાર બધાય?. કુષ્ટ રોગીને તે કંન્યા કોણ આપે? તે સાંભળીને કુષ્ટીનો મધાન બોલ્યો કે—અરે મંત્રી અમે એમ સાંભલ્યુ હતુ કે માળવદેશનો રાજા મજાપાળ કોઇની મર્થના ભંગ કરતો નથી, તમારા રાજાની એવી કીરતી સાંભળીને અમે અત્રે આવ્યા છીએ, માટે તે કીરતીને કલંક લગાડ; કીવા કંન્યા આપ્યા, આવી રીતનુ ઉબર રાજાના કુષ્ટી મધાનનુ કેહેવુ સાંભલીને મજાપાળ રાજા પોતે બોલ્યો કે હે હે કુષ્ટી આવુ શુ બોલે છે જા તાહારા રાજાને કેહે કે અમે એક કંન્યા આપીશુ કંન્યા માટે આખા વંશ પરંપરાની કીરતી નહી હારૂ, એમ કહીને રાજા પોતાના રાજ્ય મેહેલમાં આવ્યો આવીને પોતાની કુવરી મયણાંની સામે ક્રોધ અને ગર્વ કરીને કેહેવા લાગ્યો કે હે પુત્રી હજી માહારૂ કરયું સારૂ નરસુ માન્ય નહી તો આ કુષ્ટ રોગી ઉબર રાજાને હુ તને પરણાવીશ, તે વારે મયણાંએ કાંઇ જવાબ દીધો નહી જેથી રાજાએ ક્રોધાયમાન થઇને ઉબર રાજા ( કુષ્ટી ) ને તેડાવ્યો પછી મયણાને પોતાની પાશે બોલાવીને કહયુ કે જો તુ પોતાના મારબ્ધનેજ

આધારે ઇષ્ટ અનીષ્ટની માપ્તી સમજે છે તો લે આ ઉબર રાજાસા થે તને પરણાવુ છુ—એમ કહીને ઉંબર રાજાને પ્રજાપાળ રાજા કેહે-વા લાગ્યો કે, આ માહારી પુત્રી પ્રત્યક્ષને બળવાન માનેછેત્યારેં હ્યો આ-કંન્યા તમનેજ પરણાવુ છું આ રીતે રાજા બોલી રહયો કે મયણાંસું દરી હશીને કેહેવા લાગી કે, પીતાજી કરમે આપ્યો દરીદ્ર છતાં પણ તે વર પતીવ્રતા સ્ત્રીઓને ઈંદ્ર સમાન છે એ રીતે બોલતાં સાંભળીને રાજા ક્રોધ કરી કેહેવા લાગ્યો કે તહારા નશીબે એજ વર તને પરણાવુછુ. આ રીતનું રાજાનું બોલવું સાંભળીને મયણાં સુંદરીએ સીઘ્ર વેગે ઉબર રાજા ( કુષ્ટી ) ની પાશે આવીને તેનો હાથ ઝાલ્યો, તેવારે તે કુષ્ટી બોલ્યો કે હે રાજા આવુ અયુક્ત શામાટે કરોછો પુરવ ભવ મેં પાપ કરેલુ છે તેથી તો આ કુષ્ટ રોગ થયો છે અને આ કન્યા રત્ન નો જન્મ બગાડયાનું પાપ કયાં છુટુ માટે મારા જેવા પુરૂષને યોગ્ય કંન્યા આપો નહીતો તમને કલ્યાણ થાઓ અને તમારી કીર તી પણ અખંડ રહી,- આ રીતે ઉંબર રાજાનું બોલવું સાં-ભળીને તેને મયણાંસુંદરી કેહેવા લાગી કે સ્વામી હું તો તમને વરી ચુકી છું મયણાનું આવું બોલવુ સાંભળીને તેણીને પ્રધાન વિગરે ઘણા લોકોએ ઘણી રીતે વારી તથાપી તે કેહેવા લાગી કે સભા સમક્ષ જે વર પિતાએ આપ્યો તે પ્રાણ ઘાતે પણ હું તજવાની નથી- આ વાત સાંભળીને મયણાંની માતા અત્યંત કળેશ કરવા લાગી તેમજ નગરના લોકો રાજાની નિંદયા કરવા લાગ્યા, અહિયાં રાજા જે મદમાં ચઢેલો તે પણ સમજ્યો નહી અને મયણાં સતી પણ ઉબર રાજાને લેઈને તેના ઉતારે ગઇ તે દખીને નગરમાં હાહાકાર થવા માંડયો પણ મયણાંએતો ખુશીની સાથે ઉબર રાજા સાથે લગન કીધું તેવાર પછી રાજા પ્રજાપાળે સુરસુંદરી જે તેની માનાતી પુત્રી હતી, તેને અરીમરદન રાજ્ય કુંવર સાથે પરણાવવા માટે જોતીષીયાને લગન જોવાને બોલાવ્યા તેવારે જોતિષીયા કહે જે ખરૂ અને ઉ-તમો-તમ લગનતો જે વારે મયણાં ઉબર રાજાને આપી તેવારે હતું. અને દિન શુદ્ધીતો આજે પણ છે એમ સાંભળીને તેજ દિવશે મોટા આડંબર સહિત સુર

સુંદરીને અરીમરદન સાથે પરણાવી. હવે રાતને વિશે ઉબર રાજા મ યણાં સુંદરીને કહેવા લાગ્યો કે હે સુંદરી, તારા પિતાએતો અયુકત કીધુ પણ હજી કાંઇ બગડયુ નથી માટે તું કોઇ ઉત્તમ વર જોઇને તેની સાથે લગ્ન કર, જેથી તારા રૂપ અને કળાનો વિનાશ થાય નહી માહારી સંગત થકી તારૂ દેવાંગ્ના જેવું રૂપ વિનાશ પામશે, આ રીતનું ઉબર રાજાનું બોલવું સાંભળીને મહા સતી જે મયણાં સુંદરી તે તેને કેહેવા લાગી કે સ્વામામીજી તમારા વિના આ ભવમાં સ્વપ્નાં તરે પણ બીજો ભરથાર ઇચ્છવો તે કરતાં આ શરીરને અગ્નીમાં બાળી નાંખવું તે સારૂ છે, માટે હે પ્રભુ તમારાજ ચરણનું શરણ હજો, અને જે થનાર હોય તે થાઓ મારેતો તમો ઇંદ્ર સમાનછો, એવી મયણાંસુંદરીની ધીરતા અને શીયળને વિશે દ્રઢતા જોઇને સુર્ય પણ પ્રકાશ થયો અરથાંત આ રીતે વાતો કરતાં પ્રાતઃકાળ થયો તેવારે મયણાં સતી પોતાના ભરથારને તેડીને દેવ દર્શનકરવા ગઇ તીહાં જઇને પ્રભુની પ્રાર્થના કરી એક ચિત્તથી ભક્તિ કરવા લાગી, પછી દેવ શેવા કરી સ્ત્રી ભરથાર બાહાર નિકલ્યાં કે પ્રભુ પ્રતાપે ઉંબર રાજાનુ શરીર નિરોગી થઇ ગયુ— પછી દેવને પખાળ કરેલું પાણી લાવ મયણાં સુંદરીએ પેલા સાતસો કુષ્ટ રોગી પુરૂશોને છાંટયુ જેથી તેઓ પણ નિરોગી થયા એટલે સરવે જાણ્યા મયણા સતીનો ઉપકાર માની તેના શીળ અને સત્યની પ્રસંશા કરી પોત પોતાને સ્થાનકે ગયા એક દિવશે દેવ મંદીર માંહેથી દર્શન કરીને મયણાં સતી અને ઉબર રાજા બાહાર નિકળે છે તેવામાં એક વૃદ્ધ ડોશી ઘણીજ થાકેલી આવતી જોઇને ઉંબર રાજા તેને પગે લાગ્યો તેવારે તે ડોશીએ તેને ઓળખ્યો જેથી પુછવા લાગી કે ભાઇ તું એકદમ નિરોગી શાથી થયો ત્યારે તેણે કહ્યુ કે માતાજી એ સઘળો પ્રતાપ આ તમારી વહુનો છે તેવારે મયણાંએ જાણ્યું કે આ મારી સાસુ છે એમ જાણ્યા તેને પગે પડી કહેવા લાગી કે માતાજી એમાં માહારો પ્રતાપ કાંઇ નથી પણ સઘળો ધર્મનો પ્રતાપ છે એ રીતે કહીને ત્રણે જણ ચાલે છે એટલામાં મયણાં સુંદરીની માતા પોતાની પુત્રીપર રાજાનો કોપ થયાથી દુઃખી થએલી પોતાને

પીયર પોતાના ભાઇ પુન્યપાળને ઘેર જઇને રહી હતી તે ત્યાં દેવનાં દરશન કરવાને આવેછે તેણીએ મયણાંને દિઠી, દેખીને આંખમાંથી આંસુ લાવીને માંથુ ધુણાવી કેહેવા લાગી કે ધીક ધીક પુત્રી તારી ચતુરાઇ ને તેમજ ધીકાર છે તારા પિતાને કે જ્યારે તને કુષ્ટી વર સાથે પરણાવી ત્યા તેં તેને તજીને બીજો વર અંગીકાર કરીને મારા કુળને કલંક લગાડયું અને તારૂ સતી વ્રત નાશ કિધું. પોતાની માતાનુ આ રીતનુ બોલવું સાંભળીને મયણા સતી કેહેવા લાગી કે હે માત હરષને ઠેકાણે શા માટે શોગ કરે છે—સમુદ્ર મરિયાદા તજે, અને મથી ઉથલ પાથલ થાય તોપણ હું શિઘળ ખંડુ નહી, આતો ધર્મ પસાચે મારા માલિષ્યના બળે તમારા જમાઇ નિરોગી થયા ઇત્યાદિક હકીકત કહી તેવારે તેની માતા કહે જે આ ડોશી કોણ છે મયણાંએ કહ્યુ કે તે મારી સાસુ છે, એવું સાંભળીને મયણાંની માતા પુત્રીના દુખથકી રીસાઇને પોતાના પિયર તેજ નગરમાં પોતાના પુન્યપાળ નામે ભાઇને ઘેર જઇ રહે છે ત્યાં આ ત્રણે જણને તેડી ગઇ તીહાં રૂપસુંદરીનો ભાઇ પુન્યપાળ પણ તેઓનો વૃતાંત શાંભળી ઘણો ખુશી થયો અને ઉંબર રાજાની માતા કમળપભાને કેહેવા લાગ્યો કે તમારા પુત્રનું ઘરબાર અને તમારી જાત તથા કુળ સાંભળવાની અમારી ઇચ્છા છે માટે સઘળો તમારો વૃતાંત સંભળાવો તેવારે ઉંબર રાજાની માતા કમળપભા રાણી પોતાનો સઘળો વૃતાંત મયણા સુંદરીના મામા પુન્યપાળને અને તેની માતા રૂપસુંદરીને કહે છે અને મયણાં તથા તેનાં મોસાળીયાં સાંભળે છે.

ઊંબર રાજાની માતા કમળપભા કહે છે કે મારા વિતકની વાત હુ શી કહું, ચંપાપુરી નગરીના શિંહરથ નામે રાજાની હું સ્ત્રી છું અને આ મારો શ્રીપાળ નામનો કુંવર છે, શુળ રેગના બળે કરીને માહારો સ્વામી મરણ પામ્યો, તેવારે હું ઘણુંજ રૂદન અને આક્રોશ કરવા લાગી તેવારે હમારા મતીસાગર નામના મધાને મને ધીરજ આપી આ મારા શ્રીપાળ કુંવરને રાજયાભિશેક કીધોછે વાર પછી કુવર પાંચ વરસનો થયો એટલે કુંવરના અજીતશેન નામના કાકાએ રાજ લેવા

ના લોભે કરીને કુંવરતથા પ્રધાન બંનેને મારી નાંખવાનો ગુપ્ત રી તે વિચાર કીધો અને કેટલાક રાજયના નોકરોને ફોડીને પોતાની પક્ષ માં લીધા, આ વાતની અમારા પ્રધાન મતીસાગરને ખબર પડી તે વારે તેણે મારી પાસે આવીને એકાંતમાં મને કહ્યું કે, ગમેતેમ કરી ને પણ પુત્ર જીવતો રહે તેવો ઉપાય કરો નહિતો પ્રાતઃકાળે તમારો દેવર અજીતસેન રાજા કુંવરને મારી નાંખશે, પ્રધાનનુ આ રીતનુ કે હેવું સાંભળીને હું તો ભયભ્રાંત થઇ ગઇ જેથી કાંઇપણ વસ્તુ લીધા વિ ના કે કોઇને જણાવ્યા શિવાય કુંવરને કેડ ઉપર ચઢાવીને રાતોરાત નગરની બાહાર નિકળી, તીહાંથી રાતને સમે અત્યંત દુખ ધરતી થ કી રાતોરાત વિસ કોશ જમીન વટાવી પછી પ્રાતઃકાળ થયો તેવામાં મારગમાં ચાલતું એક કુષ્ટ રોગીઓનુ ટોળું દીઠું અને તેઓએ મને દુખિયારી સ્થિતિમાં જોઇને પુછ્યું કે બાઇ તારે માથે શું દુખ આવી પડયું છે તે કહે તેવારે મેં મારા સઘળા દુખની વાત તેઓને કહી સં ભળાવી અને રોવા લાગી ત્યારે તે કરૂણાવંત પુરૂષો મને કહેવા લા ગ્યા કે બાઇ અમે તારા બંધવ સમાન છીએ માટે કોઇ રીતે ગભરા શો નહી, અમે તમારૂ અને તમારા પુત્રનુ રક્ષણ કરીશું એમ કહીને મને તથા મારા પુત્રને એક ગધેડા ઉપર બેસારી અમારી ઉપર વસ્ત્ર ઢાંકયું. પછી હું નિરભય પણે પુત્ર સહિત તેઓની સાથે ચાલી. થોડે ક દુર જવા પછી અજીતસેન રાજાના સ્વારો અમારી કેડે અમને પક ડવા માટે આવ્યા તેઓએ કુષ્ટીના ટોળાને પુછવા માંડયું કે – કોઇ વૃ દ્ધ સ્ત્રીને બાળક સહિત આંહીયાંથી જતાં દીઠી, ત્યારે તે કુષ્ટ રોગી બો લ્યા કે, રેરે સ્વારો આવો આવો અમારી પાસે આવો અમે તમને સ્ત્રી અને પુત્ર બતાવીએ, એવી રીતનું તે કુષ્ટીનુ બોલવું સાંભળીને તથા સઘ ળાઓને રોગી દેખીને તે સ્વારો ભય પામી પાછા હઠયા કે રખેન આપ ણને રોગ વળગે. પછી તે સ્વારો ભાય પામીને પાછા ફર્યા અને અમો કુષ્ટ રોગીઓની સાથે ચાલવા લાગ્યાં કુષ્ટીઓએ મારા પુત્ર શ્રીપાળને પોતાનો રાજા કરીને સ્થાપ્યો જેથી તેને પણ કુષ્ટ રોગ વળગ્યો, તે રોગ કાહાડવા માટે મેં ઘણાએ ઉપાય કીધા તથાપી નિકલ્યો નહી, એમ કેટલાક વરસ કુષ્ટી

ઓની સાથે ફરતાં ફરતાં અમે ઉજ્જયની નગરે આવવાનો મારગ લીધો, તેવામાં રસ્તામાં એક વટેમારગુ પુરૂષના મુખ થકી એવું સાંભલ્યુ જે કોસંબી નગરે એક અષ્ટાદસ કુષ્ટ રોગ હરીક માહા વૈદ રેહે છે એવું સાંભળીને હું કોસંબી નગરે તે વૈદની પાસે ગઇ હતી ત્યાં જવા પછી મેં એવું સાંભલ્યુ જે મારો પુત્ર ઉજ્જયનીના રાજા પ્રજાપાળની કુંવરી મયણાની સાથે પરણ્યો છે અને તે મહા સતીના સત્યવૃતના પ્રતાપે કરીને સઘળા કુષ્ટ રોગી રોગ રહિત થયા છે એવી અત્યાનંદને દેનારી ખબર સાંભળીને હું અહીયાં આવી પોહોતી તે હું કમળપ્રભા શીંહરથ રાજાની સ્ત્રી અને આ શ્રીપાળ મારો પુત્ર છે, આવી રીતનુ તે કમળપ્રભા રાણીનુ કહેવું સાંભળીને મયણાં સુંદરીના મામો પુન્યપાળ અને એની માતા રૂપસુંદરી તથા મયણાના મોશાળ પક્ષનાં સઘળાં જનો અત્યંત હરખ પામ્યા અને મયણા તથા શ્રીપાળ રાજાને પોતાને ઘેર રાખ્યાં, બીજે દિવશે શ્રીપાળ રાજા અને મયણાં સતી પુન્યપાળના મેહેલમાં એક બારીએ બેઠાં હતાં તેવામાં મયણાં સતીનો પિતા પ્રજાપાળ રાજા સ્વારી સહિત ફરવા નિકલ્યો હતો તેણે મયણાંને એક નવ યોવન કામદેવ સરીખા પુરૂષની સાથે બેઠેલી દીઠી તે જોઇને અત્યંત ખેદ પામિને ચિંતવવા લાગ્યો જે અહો અહો વિધિ આ મયણાંએ માહારા કુળને કલંક લગાડ્યું અને મેં પણ પ્રથમ ક્રોધના આવેશમાં આવીને કાંઇ પણ ઉંડો વિચાર કિધા વિના અયુક્ત કામ કીધું અને પુત્રીએ પણ પાછળથી અધર્મ આચરયું, જે કુષ્ટીને છંડીને બીજો વર અંગીકાર કીધો, આવી રીતે પ્રજાપાળરાજા પુન્યપાળના મેહેલ આગળ પોતાની સ્વારી થોભાવીને ખેદ કરે છે તે દેખી પુન્યપાળ પોતે રાજાની પાસે આવીને કહેવા લાગ્યો કે, હે રાજન આ વખત ખેદ કરવાનો નથી પણ હરખનો છે તમારી પુત્રી મયણાના શીળ અને સ્વહાશીક તેમજ પુન્ય પ્રતાપે તમે જે વર કુષ્ટરોગી તેને આપ્યો હતો ને નિરોગી થયો અને તે તમારાથી પણ વધારે પ્રાક્રમવંત ચંપા નગરીના રાજા શીહરથનો પુત્ર શ્રીપાળ છે એમ કહીને શ્રીપાળનો સઘળો વૃતાંત રાજાને કહી સંભળાવ્યો તેવારે રાજા અત્યંત હ

રૂષ પામીને લજ્યા યુક્ત થઇ મુખ આગળ હાથ ધરીને કેહેવા લાગ્યો કે શ્રીગસ્તુ હો મુજ જેને મેં અવિચારયું કામ કીધુ એમ કહી પસ્તાવો કરતો પુન્યપાળના મેહેલમાં મયણાં અને શ્રીપાળની પાસે ગયો, તીહાં મયણાં સતી પોતાના પિતાને કહેવા લાગી કે, પિતાજી આપે ખેદ કરવો યુક્ત નથી જે ભાવી ભાવ હોયછે તેજ બને છે એમાં આપનો કાંઇ પણ દોષ નથી જગતના જીવો સર્વે કર્મના વશ પડેલા છે તેઓને કર્મ રાજા જેમ નચાવે તેમ નાચે છે, આવી રીતનાં મયણાં સતીનાં વચનો સાંભળીને રાજા કેહેજે પથ્થર ઉપર હાથ નાંખવા છતાં ચીતામણી રત્નની પ્રાપ્તી થઇ એ સઘળો શીળ અને પુન્યનોજ મહીમા છે પછી રાજા પોતાના જમાઇ અને પુત્રીને હસ્તી ઊપર બેસારી પોતાના મેહેલમાં તેડી ગયો, અને ખુશાલીના આવેશમાં આવીને યાચક વીગરે લોકોને છુટથી દાન આપવા લાગ્યો, તે જોઇને નગર વાશીઓ મયણાના શીળ વૃત અને સાહશીક પણાની તેમજ ભાગ્યમાં હોય તેવુજ ફળ મળેછે ઇત્યાદીક પ્રસંશા કરવા લાગ્યા પછી શ્રીપાળને રેહેવા માટે રાજાએ એક સુદર મકાન જુદુ આપ્યુ તીહાં મયણાં અને શ્રીપાળ રાજા ધર્મ, અર્થ અને કામ. ત્રણે વર્ગને સાધતાં થકાં શુખેથી દીવસ નીરગમન કરતા રેહેવા લાગ્યાં

એક દીવસ શ્રીપાળ રાજા હાથી ઉપર બેશીને પોતાની સાથે સવારો વીગરે પરીવાર લેઇને વન ક્રીડા કરવાને જાય છે તે જે વારે નગરના મધ્ય ભાગમાં આવ્યો તે વારે કોઇ પરદેશી પુરૂષ તે નગરના કોઇ પુરૂષને પુછવા લાગ્યો કે, આ કામ દેવ સરીખા રૂપ વાળો મહા તેયસ્વી પુરૂષ હસ્તી ઉપર બેઠો છે તે કોણછે? તે વારે તેણે કહ્યુ કે રાજા પ્રજાપાળનો તે જમાઇ છે આ શબ્દો શ્રીપાળના સાંભળવામાં આવ્યા તે વખત પોતાના મનમાં બહુજ લાગી આવ્યુ અને ઉદાસ ચીતે રયવાડી જઇને પાછો આવ્યો તથાપી તેના મન માંહે જે સલ્ય પેઠો હતો તેથી તેનું મુખ ઘણુજ ઉપરી ગયું હતું. તે જોઇને તેની માતા કમળપ્રભા પુછવા લાગી કે હે પુત્ર આજે તારૂ મુખ કરમાયલું કેમ દેખાય છે તેવારે શ્રીપાળ કેહે જે–હું શીહરથ

રાજાનો પુત્ર છતાં અહીયાં સસરાને નામે ઓળખાઉ છું તે યોગ્ય નથી અન્ય પુરૂષો પણ સસરાને નામે પ્રખ્યાતી પામે તે ઘટીત ન કેહેવાય તો સુર ક્ષત્રીનો હું પુત્ર છતાં સસરાને નામે પ્રશીદ્ધી પામુ એ હીનપસ્તી ભરેલુ કેહેવાય,—કહ્યું છે કે:—

**ઉતમ આપ ગુણે પરશીધ-મધ્યમ બાપ તણો ગુણ લીધ, જઘન્ય માત પક્ષે ઓળખાય, અધમ સસુર ગુણે પ્રગટ થાય**

આ રીતનું શ્રીપાળનુ બોલવું સાંભીને તેનળી માતા કમળપ્રભા કેહેવા લાગી કે હે પુત્ર ચતુરરંગી સૈન્યા સજ કરીને તારા વૈરી તાહારા કાકા અજીતશેનને જીતીને તાહારા પીતાનું રાજ ગ્રહણ કરી મને આનંદની પ્રાપ્તી કર,, તેવારે શીપાળ કહેજે એમ કરવાથી પણ મારી કીરતી થાય નહી કારણ કે સસરાના બળે પીતાનું રાજ્ય મેળવવું એ ક્ષત્રીને યોગ્ય નથી--માટે સ્વભુજાએજ ( પોતાનાજ બળે ) કરી રાજ્ય લેઉતો મારી કીરતી વીસ્તાર પામે, માટે હે માત એકાકી પણે દશાંન્તરે ફરીને લક્ષમી ઉપારજન કરી ( પૈતૃક રાજ્ય ગ્રહીશે ) મારા પીતાનું રાજ્ય પાછું મેળવીશ, શીપાળનું આવી રીતનું બોલવું સાંભળીને તેની માતા કમળપ્રભા કેહેવા લાગી કે હે પુત્ર તુ સુકુમાળ છતે દેશાવર ફરવુ ઘણું મુસ્કેલ પડશે, અને વળી એકાકી પણે ફરવુ એ ઘણુંજ ભય ભરેલુછે માટે એ વીચાર તુ મુકી દે, તેવારે શ્રીપાળ બોલ્યો કે હે માતાજી ધીર પુરૂષોને દેશાંન્તર ફરવું મુસ્કેલ નથી, તેવારે કમળપ્રભા કેહેજે અમે તાહારી સાથે આવીશુ.--પછી શીપાળ કેહેવા લાગ્યો કે તમે મારી સાથે આવશો તો હું સઘળાં કાર્યો કરવામાં અસમર્થ થાઉ, માટે તુમેતો અહીયાંજ રહો, પછી મયણાં કેહેવા લાગી કે સ્વામીજી ( તનું છાયાની પેઠે ) જ્યાં દેહ ત્યાં છાયાની પેઠે હું તો આપનીજ સાથેજ રેહેવાની મને આપની સાથે રાખવાથી હું કાંઇ ભારે પડીશ નહી. એમ સાંભળીને શીપાળ કેહેજે હે પ્રીયે આમ બોલવું તાહારા જેવી સતી અને પતીવ્રતા સ્ત્રીને સર્વથા યોગ્ય છે તથાપી હમણાં માહારૂ કેહેવું માન્ય કરીને આ માહારી માતા જે તા-

તારી સાસુ. તેની શેવા કરવા ઇહાંજ રહે, અને જેમ બનશે તેમ હું વેહેલો આવીશ, સતી સ્ત્રીએ પતી વાક્ય પ્રમાણે કરવુ એ સતીના ધર્મ અને મોહોટું વૃત છે, એમ કહીને મયણાંને તથા પોતાની માતાને સમજાવીને શ્રીપાળ રાજા દેશાન્તરે જવાની તૈયારી કરવા લાગ્યા, તે વારે મયણાં સતી પોતાના સ્વામીને કેહેવા લાગી કે, પ્રાણ પ્રીય જ્યાં જાઓ ત્યાં તમને કલ્યાણ થાઓ અને એક ક્ષણવાર પણ પ્રભુસ્મર્ણ ભુલી જશો નહી, પરોપકાર અને દયાળુ ગુણનાતો આપ ભંડાર છો માટે તે ગુણોનો ઉપયોગ કરવાને પ્રત્યેક સંકટ યુક્‌ત પ્રાણી માટે ચુકશો નહી તથા પોતાનું શીળ અને સત્ય વૃત પ્રાણ ઘાતે પણ નહી તજો એમ છતાં પણ તે વીશે વધારે દ્રઢતા રાખવાને માહારી નમ્ર વીનંતીછે, આપે સર્વજ્ઞ પ્રમાત્માની ભક્‌તી અને તેના સ્મર્ણનું ફળ પ્રત્યક્ષ પણે જોયું છે માટે એક ક્ષીણ વાર પણ તે ચુકશો નહી જેથી સર્વ વ્યાધી અને સઘળાં સંકટો નાસ્તી પ્રત્યે પામે છે--આવી રીતનાં પ્રેમ સુધારસ વચનો પોતાની પ્રીયાના મુખ થકી સાંભળીને, શ્રીપાળ આનંદ યુક્ત થઇ પ્રથમ માતાને પાયે લાગી, તેની આજ્ઞા માગી અને પછી પોતાની સ્ત્રી મયણાં સતી પાશે પોતાના કપાળે તીલક કરાવી હાથમાં ઢાલ તરવાર લેઇને--જેમ શીહની ગુફામાંથી શીહ બાહેર નીકળે તેની પેઠે સુર ક્ષત્રીઓમાં પણ સુરવીર એવો શ્રીપાળ રાજા સુભ મહુરત જોઇને પોતાના ઘર થકી બાહેર નીકળ્યો તીહાંથી ચાલતો ચાલતો અનેક ગામ નગર વટાવીને નીરભય પણે ચાલતો થકો એક મોટા વનને વીશે એક મોહોટો પરવત દેખી તેની ઉપર ચઢયો, તીહાં જઇ ચારે તરફ નજર કરેછે એવામાં એક ઝાડની ગટાની વચમાં કોઇ શીદ્ધક પુરૂષને મંત્ર સાધતો દીઠો, દેખીને શ્રીપાળ તેને પુછવા લાગ્યો કે, હે પુરૂષ તુ કોણ છે અને શાનું ધ્યાન કરે છે—તેવારે તે પુરૂશ કહે જે, ગુરૂએ આપેલી વીધા સાધુ છુ પણ કોઇ સાહાશીક ઉ-તર સાધક પુરૂષ વીના વીધા શીદ્ધ થતી નથી માટે આપની આકૃતી ઉપરથી સમજાય છે કે જો આપ માહારી ઉપર ઉપકાર કરીને ઉ-તર સાધક થાઓ તો માહારી વીધા શીદ્ધ થાય, જેથી હું આપને અત્યંત આશીરવાદ આપી આપનો ઉપકાર માનીશ, આ રીતનું તે શીદ્ધ પુરૂષનું બોલવુ

સાંભળીને શ્રીપાળ રાજા પોતાની તલવારને મ્યાનમાંથી બાહાર કાઢી ને તે શિદ્ધ પુરૂષના ઉતર સાધક તરીકે ઉભો રહયો તે વારે તે શિદ્ધ પુરૂષની વિદ્યા શિદ્ધ થઇ, જેથીકરી તે શિદ્ધ પુરૂષે શ્રીપાળની ઉપર ઘણોજ પ્રસન થઇને બે જાતની જુદી જુદી દૈવી ચમત્કારી ઓષધીઓ આપી તેનો મહિમા એવો હતો કે, એક ઓષધી હાથે બાંધે તો બીજાનું હથીયાર લાગી શકે નહી અને બીજી ઓષધીનો પ્રભાવ એવો હતો કે તે ઓષધી હાથે બાંધવાથી અથાગ જળમાં ( સમુદ્રમાં ) પણ ડુબે નહી. શિદ્ધ પુરૂષના આગ્રહ થકી શ્રીપાળે આ બંને ઓષધીઓ ગ્રહણ કરી, અને પોતે તથા શિદ્ધ પુરૂષ બંને જણ પરવતની ઉપર આગળ ચાલવા લાગ્યા, આગળ જતાં એક પુરૂષને સોનાશીદ્ધી કરવા માટે મથન કરતો દીઠો પણ તે શિદ્ધી થતી નોતી તે વારે શ્રીપાળે તેને પુછ્યું કે તું આ શું કરે છે ત્યારે તે પુરૂષ બોલ્યો કે આજે ઘણાક દિવશથી સોનાશિદ્ધી કરવાને મથન કરૂં છું પણ તે શિદ્ધ થતી નથી તેવારે શ્રીપાળે કહ્યુ કે આ ભઠી ફરી શળગાવીને મારા દેખતાં ક્રિયા કર, પછી તેણે શ્રીપાળની સનમુખ ભઠી સળગાવી કે તુરત શિદ્ધી થઇ તેવારે તે પુરૂષ શ્રીપાળને કેહેવા લાગ્યો કે હે માહા ભાગ્ય તમારા દેખતાં તમારાજ પ્રતાપે કરીને સુવર્ણ શિદ્ધી થઇ માટે તુમે પણ થોડું શોનુ ગ્રહણ કરો તેવારે શ્રીપાળે કહ્યુ કે મારે તો તારૂ સોનુ જોઇતુ નથી તથાપી તે પુરૂષે વધારે આગ્રહ કરીને થોડુક સોનુ શ્રીપાળને આપ્યુ તે લેઇને શ્રીપાળ રાજા તીહાંથી ચાલતો ચાલતો અનુક્રમે ભરૂચ બંદરે જઇ પોહોચ્યો, તીહાં જઇ પોતાની પાસે જે સોનુ હતુ તેમાંથી પેલી બે ઓષધીઓ મઢાવી બે હાથે માદળીયાની પેઠે બાંધી અને બાકીનુ વેચીને કેટલોક સરસામાન લીધો, પછી શ્રીપાળ રાજા ભરૂચ નગરમાં પોતાની ઇચ્છાનુસારે ફરવા લાગ્યો, એવે સમે કોસંબી નગરનો રેહેનાર ધવળ નામનો મોટો ધનાઢય વાહાણનો વેહેપારી શેઠ તીહાં આવ્યો. તે નરબદા નદીમાં પોતાનાં ઘણાંજ વાહાણો લેઇને આવ્યો હતો, તે વાહાણ માંહેની અબજો રૂપીયાની વસ્તુ તેણે ભરૂચમાં વેચી અને તીહાંથી નવી વ-

સ્તુ ખરીદ કરીને બીજે સ્થળે વેચવા માટે વાહાણોમાં ભરાવી, વાહા ણની કુલ સંખ્યા ૫૦૦) ની હતી; તેમાં એક સો વાહાણ તો ઘણાં જ મોટાં હતાં તે દરેક વાહાણને એકસોને આઠ તો સડ તથા ચોરા શી કુવાતો પાણી ભરવાના હતા, તે વાહાણ માંહે સઘળી જાતનુ અ નાજ ભરયું, બાકીનાં ઉતારોઓને બેસવાનાં તથા કેટલાંક કીયાણાં ભરવાનાં અને કેટલાંક શેઠને એશ આરામ કરવાનાં હતાં અને કેટ લાંકતો શેઠની સાથે દસહજાર શુભટો હતા તેને બેસવાનાં હતાં, એ રીતે પાંચસો વાહાણો તઇયાર કરીને શુભ મહુરત જોઇને ભરૂચ બંદ રના રાજાની રજા લેઇને વાહાણો હંકારવા માંડયાં પણ જે જગાએ તે સ્થંભાવેલાં ત્યાંથી એક પણ વાહાણ હાલ્યુ નહી, ખારવા લોકોએ ઘણીજ મેહેનત કીધી તથાપી વાહાણતો હાલેજ નહી, તેવારે ધવળ શેઠ ચિંતાતુર થઇને વિચાર કરવા લાગ્યો કે હવે કેમ કરવું એમ વો ચારીને તે બંદરની રખેવાળ દેવીને પુછવા લાગ્યો કે માહારાં વાહા ણ કેમ નથી ચાલતાં? તેવારે તે દેવી બોલી કે, જો તુ મને બત્રી સ લક્ષણા પુરૂષનું બળીદાન આપે તો તાહારાં વાહાણ ચાલવા દેઉ, નહિતો એક પણ વાહાણ ચાલશે નહી, એવું તે દેવીનુ કેહેવું સાં ભળીને ધવળશેઠ ભરૂચના રાજા પાસે કીમતી ભેટ લેઇને ગયો ત્યાં ભેટ આપીને રાજાને કેહેવા લાગ્યો કે, એક પુરૂષ લક્ષણ ગુણ સહિ ત દેવીને બળીદાન આપવા માટે આપો, તેવારે લોભી રાજાએ કહ્યું કે નગરમાંથી તો કોઇ પુરૂષ અપાશે નહી પરંતુ માહારા નગરમાં કોઇ પરદેશી પુરૂષ આવેલો હોય તેનાં લક્ષણ અને ગુણ જોઇને તારા કામ માટે લેઇ જા તેમાં તને કોઇ હરકત કરશે નહી એ રીતે રાજા નુ કેહેવું સાંભળીને ધવળશેઠે પોતાના શુભટોને હુકમ કીધો કે આ ન ગરના રાજાના માણસો સાથે રાખીને તમે નગરમાં ફરો અને જયાં કોઇ પરદેશી નર લક્ષણવંતો નજરે પડે તેને પકડી લાવો, તેવારે ધ વળ શેઠના સુભટો ભરૂચ નગરના રાજાના ભોમિયાઓને સાથે લેઇને પુરૂષ ખોળવા નિકલ્યા એવામાં શ્રીપાળ કુમાર પણ પોતે સ્વ ઇચ્છા એ નિરભય પણે નગરમાં ફરતો હતો તે આ શુભટોની નજરે પડયો,

તેના સઘળાં ચીન્હો જોઇને શુભટોએ બળી કરવાને યોગ્ય જાણી તેની ખબર ધવળ શેઠ પાસે આવીને કહી તેવારે શેઠે શુભટોને કહ્યુ કે જલદી થી તેને પકડી લાવો પછી શુભટો શ્રીપાળરાજાને પકડવા આવ્યા તેઓ શ્રીપાળને કેહેવા લાગ્યા કે—હેહે મદેશી પુરૂષ ચાલ ચાલ હવે તારી આવી બનીછે, અમારો ધવળશેઠ તને દેવીને બળીદાન આપશે આવી રીતનુ અતી કઠોર અને ઘાતકી રીતનુ સુભટોનુ બોલવું સાંભળીને શ્રીપાળ રાજા શીંહની પેઠે ગરજના કરીને તે સુભટોને કેહેવા લાગ્યો કે અરે કંગાલો, તમને ખબર નથી કે કેશારીશીંહનુ બળીદાંન તે કદી થતુ હશે બળીદાન તો તારા ધવળશેઠ જેવા પશુનુજ અપાય છે, આવી રીતનુ અતિ તીવ્ર વચન શ્રીપાળના મુખ થકી સાંભળીને ધવળશેઠના સુભટો તેની સામે લડવાને તૈયાર થયા, તેવારે શીપાળ રાજાએ શીંહનાદ કીધો તેથી કેટલાક સુભટો જમીન ઉપર પડી ગયા પછી શીપાળ રાજા પોતાનાં હથિયાર સજ કરીને તે સુભટોની સામે ધસ્યો તેવારે કેટલાક નાસવા લાગ્યા ને કેટલાક પોકાર કરવા લાગ્યા, અને કેટલાક રસ્તામાં લોકોના ઘરમાં સંતાયા, તથા કેટલાક મુખમાં તરણાં લેઇને દીનતા બતાવવા લાગ્યા, એરીતે શ્રીપાળ રાજાએ સઘળા સુભટોને હરાવ્યા તેવારે ધવળશેઠે પોતાની મદદે રાજાનુંસૈન્ય બોલાવ્યું તેણે આવીને શ્રીપાલની ઉપર અનેક હથિયારો ફેંકયા તથાપી ઓષધીના પ્રતાપે એકપણ લાગ્યું નહીં, એરીતે શ્રીપાળ રાજાની અપુર્વ શકિત દેખીને ધવળ શેઠ ચીંતવવા લાગ્યો જે આ કોઇ જેવો તેવો પુરૂષ નથી અથવા કોઇ સુભટ પણ નથી, કોઇ દેવતાઇ પુરૂષ જેવો જણાય છે એમ ચીંતવીને શીપાળ પાસે આવી હાથ જોડીને કેહેવા લાગ્યો કે, અહો માહાભાગ્ય તમે તો કોઇ સત્ય પુરૂષ દીસો છો માટે અમારો અપરાધ માફ કરો અને માહારા ઉપર કૃપા કરીને માહારાં વહાણ ચાલે તેવો ઉપાય કરો જેથી હું આપનો અત્યંત આભાર માનીશ તેવારે શીપાળ કહે જે તાહારા વાહાણ ચલાવે તેને તુ શીરપાવ શું આપીશ શેઠે કહયું કે એક લાખ રૂપીયા આપીશ એવું સાંભળીને શીપાળ રાજા શેઠની સાથે વહાણ પાશે ચાલ્યો, તીહાં જઇને તેણે એક ચીત

થી સર્વજ્ઞ પ્રમાત્માનુ સ્મર્ણ કરીને શીહનાદ કીધો તેવારે તે બંદરની દેવી ચીસ પાડીને તીહાંથી નાઠી અને શેઠનાં વહાણ ચાલવા મંડયા પછી શેઠે એક લાખ રૂપીઆ શીપાળ રાજાને આપ્યા તે પછી ધવળ શેઠ શીપાળને કેહેવા લાગ્યો કે માહારી સાથે દસ હજાર સુભટો, નોકર છે તેમને દરેકને દરમાસે પચીસ રૂપીઆ પગાર આપું છું અને જો તમો અમારી સાથે આવીને સાથનુ રક્ષણ કરો તો તમો કેહોતે આપું તેવારે શીપાળે કહયું કે તાહારા દસ હજાર સુભટોને જેટલી રકમ પગારની આપે છે તેટલી મને એકલાને આપે તો તારી સાથે આવી તારા સાથનુ રક્ષણ કરૂ. અને દશ હજાર સુભટોનું કામ હું એકલો કરૂ, તેવારે વાણીક જાતી કંજુસ હોવાથી કેહેવા લાગ્યો કે એટલો બધો પગાર એકલાને કેમ અપાય, પછી શ્રીપાળે કહયું કે હું તારી નોકરી કરવા ખુશી નથી અને વળી દસ હજાર જીવોના પેટ ઉપર પગ મુકવો તે પણ મને યોગ્ય લાગતું નથી પરંતુ દેશાવર જોવા માટે તાહારી સાથે આવવાની માહારી ઇચ્છા છે તે વારે ધવળ શેઠ બોલ્યા કે ભાડુ આપો તો વાહાણમાં બેસારૂ પછી શ્રીપાળે કહયુંકે હું ભાડુ આપવા તઇયાર છું ત્યારે ધવળ શેઠે કહયુંકે દર મહીને એક હજાર રૂપીઆ ભાડુ લેઇશ શીપાળે કહયુંકે તે પ્રમાણે કબુલ છે. પછી શીપાળ રાજા વાહાણમાં બેઠા અને સઘળાં વાહાણ ચાલતાં થયાં અનુક્રમે સઘળાં વાહાણો સહી સલામત બબ્બર દેશના કીનારા ઉપર આવી પોતાં તીહાં વાહાણ થોભાવીને સરવે છાકો પાણી તથા લાકડા વીગેરે નીચે ઉતરીને લેવા લાગ્યા તેમનો કોળાહળ સાંભળીને બબ્બર દેશના રાજાના શેવકો દાણ લેવા માટે આવી પોતા તેઓને ધવળ શેઠના સુભટોએ હાંકી કાહાડયા, તેવાર પછી તે બબ્બર દેશના માણશોએ પોતાના માહાકાળ રાજાની પાસે જઇને ફરીયાદ કરીકે-આપણા કંઠા ઉપર એક શેઠ વાહાણો લેઇને આવ્યો છે તે લુચ્ચાઇ કરીને આપણું દાન આપતો નથી અને ઉલટા હમને ધકા મારીને કાઢી મુકયા આ રીતનું પોતાના શેવકોનું કેહેવું શાંભળીને માહાકાળ રાજા પોતાનુ સૈન્ય લેઇને આવ્યો ત્યાં ધવળ શેઠ અને શ્રા

જાના સુભટો વચ્ચે યુદ્ધ ચાલતાં ધવળ શેઠના સુભટોએ માહાકાળ રાજાના સૈન્યને પાછું હડાવ્યું તેવારે ક્રોધ કરી માહાકાળ રાજા યુધને વિશે આવ્યો તેવારે ધવળશેઠના સુભટો નાશ ભાગ થઇ ગયા અને માહાકાળ રાજાએ ધવળ શેઠને બાંધી પોતાનો કેદી બનાવ્યો, અને વાહાણો ઉપર જપ્તી મુકી, પછી ધવળ શેઠને લેઇને માહાકાળ રાજા પોતાના નગરમાં જાયછે તેવારે શીપાળ રાજા શેઠને કહેવા લાગ્યો તમારા દસ હજાર સુભટો કીહાં ગયા. જે તમારી આવી દશા થઇ તારે શેઠ કહેજે હે માહાભાગ્ય આ વખત બળતા ઉપર ખાર કેમ લગાવે છે પછી શીપાળ રાજા શેઠને કહેવા લાગ્યો કે આ વખત તને છોડાવે તો તેને તુ શુ આપ, શેઠ કહે આ વખત કોણ છોડાવી શક નાર છે—તેમ છતાં કોઇ છોડાવે તો તેને પાંચસો વાહાણોમાંથી અર ધો અરધ અઢીસો વાહાણુ આપું. તેવારે શીપાળ કહેજે આ વાતનો સાક્ષી કોણ? શેઠ કહે જે સત્ય, અથવા પ્રભુ. પછી શીપાળ રાજા પોતાનાં હથીઆર સજીને નગર તરફ જતાં માહાકાળ રાજાને મોટા અવાજે કેહવા લાગ્યો કે ઉભો રહે ઉભો રહે હે બબરાધીશ ઉભો રહે ક્ષત્રી છતાં યુદ્ધમા બોલાવ્યાથી તને પાછું જવુ યોગ્ય નથી, હમણાં તો તેં આ ગરીબ વણીકની સાથે યુધ્ધ કરીને જીત્યોછે એમાં કાંઇ નવાઇ કરી નથી પણ ક્ષત્રીને જીતે ત્યારેજ તારા બળનું મહાત્મજાણાશે માટે માહારા સાથે યુધ્ધ કરવાને તઇયાર થા અને યુધ્ધ કરીને નગર માં જજે, આ રીતનાં શીપાળનાં વચનો સાંભળીને માહાકાળ રાજા પાછું વાળીને જોઇ શીપાળને કહેવા લાગ્યો કે અરે પુરૂષ આ ભર જુવાનીમાં કામદેવ સરખા રૂપવાળો છતાં અકાળે મરણને શરણ શા માટે થવા માગે છે આવી રીતનું માહાકાળ રાજાનું બોલવું સાંભળી ને શ્રીપાળ રાજાએ, ક્ષુર પ્રકારનું બાહાણ માહાકાળ રાજાની સામે નાંખ્યું તેણે કરીને રાજાની ધ્વજા તુટી પડી તે જોઇને માહાકાળ રા જાના સુભટો શ્રીપાળની સામે અનેક પ્રકારનાં હથીયારો ફેકતા ધ શી આવ્યા, તથાપી ઓષધીના પ્રભાવે કરીને એક પણ હથિયાર શી પાળને લાગી શકે નહી અને શીપાળ જેને મારે તેને લાગી શકે એ

રીતે યુદ્ધ ચાલતાં માહાકાળ રાજાનુ સૈન્ય દશોદિશ નાસવા લાગ્યુ. તે જોઇને માહાકાળ રાજા પોતેજ શીપાળની સામે થયો તેને શીપાળે થો ડીક વારમાં જીતીને બાંધી લીધો તે પછી શીપાળે ધવળશેઠને છોડા વ્યો, એટલામાં ધવળશેઠ ક્રોધ કરીને હાથમાં તરવાર લેઇને માહાકાળ રા જાને મારવા ધસ્યો. તેને જોઇને શીપાળે એકદમ અટકાવ્યો અને કેહે વા લાગ્યો કે હે શેઠ પ્રથમ તાહારૂ બળ કીહાં ગયું હતુ કે હવે બળ દેખાડે છે, જરા શરમાઇને વેગળા ખસો, એમ કહી શીપાળે માહા કાળ રાજાને પણ છોડીને અતિ ઉત્તમ પ્રકારનો શીરપાવ આપ્યો, ત્યાર પછી શીપાળ રાજાએ પોતાને ઉતારે દરીયાકાઠે આવીને ધવળ શેઠ પાસેથી પ્રથમ કરેલા કરાર પ્રમાણે અઢીસેં વાહાણો માગ્યાં તે વારે, સેઠે પોતાના મનમાં નહિ આપવાનો વીચાર કીધો પણ તેણે શીપાળનુ બળ માલમ જાતે જોએલુ તેથી થરથરીને પોતાનો કરાર પાળીને શી પાળને અઢીસે વાહાણો આપ્યાં તે વખત શેઠે પોતાની સાથેના દસ હજાર સુભટોને રજા આપી કે આજથી તમે મારી નોકરીથી દુર થા ઓ, જેવારે શેઠે દસ હજાર સુભટોને રજા આપી તેવારે તે સઘળાને શીપાળે રાખી લીધા અને કહ્યુ કે જાઓ અમારાં અઢીસે વાહાણો સંભાળો ને આજથી તમને સઘળાને હુ પગાર આપીશ, આ રીત નુ શીપાળ રાજાનુ બળ અને પરોપકાર તથા સત્યવાદીપણુ જોઇને મા હાકાળ રાજા કેહેવા લાગ્યો કે, અહો માહાભાગ્ય, તારા ચરણ કમળ ની રજે કરીને માહારૂ નગર પવિત્ર કર, અરથાંત તું મારા નગરમાં પરોણા તરીકે આવીને મને આનંદ કર, આ રીતે માહાકાળ રાજાનુ નમ્ર પણુ જોઇને શીપાળ રાજા બબર દેશના રાજા માહાકાળના નગ ર પ્રત્યે ગયો; તેવારે માહાકાળ રાજા ઘણીજ આગતા સ્વાગતા કરી ને શીપાળ રાજાને રાજ્ય મેહેલમાં તેડી ગયો અને ત્યાં એક સુશો ભીત શીહાશન ઉપર બેસારીને શીપાળ પ્રત્યે વિનંતી કરવા લાગ્યો કે-હે માહા બાહો પુરૂષોની માંહે શીરોમણી, હું એક પ્રાર્થના કરૂ છું તે કૃ પા કરીને સફળ કરો તેવારે શીપાળ કહેજે તમારૂ જે કામ હોય તે મ

ને ભગાવો હું તે કરવાને તઈયાર છું પછી માહાકાળ રાજા કેહેવા લા ગ્યો કે, મદનશેના નામે માહારી એક પુત્રી અત્યંત રૂપ અને ગુણ સહિત છે જે મને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય છે માટે તેને યોગ્ય વરની હું ખોળમાં હતો, તેમ છતાં આજે માહારા અને તે પુત્રીના પુર્ણ ભાગ્યોદય થકી આપનો મેળાપ થયો માટે હે શુરવીર એ માહારી કન્યા સાથે લગ્ન કરીને મારો મનોર્થ પુરણ કરો આ રીતનુ માહાકાળ રાજાનુ બોલવું સાંભળીને શીપાળ તેને કેહેવા લાગ્યો કે જાત, કુળ, શીળ, ઇત્યાદિક જાણ્યા વિના પરદેશીને કન્યા આપોછો તે શું વિચાર કરીને આપો છો ? તેવારે માહાકાળ રાજા બોલ્યો કે હે માહા ભાગ્ય, તમારૂ કુળ તમારા નિરમળ આચરણોએ કરીને તેમજ ભુજાબળ દેખીને તથા સઘળાં ચિન્હો જોતાં તમો ઉત્તમ કુળના અને ઉત્તમ ગુણી છો એમ મને ખાત્રી થાય છે માટે સત્યવાદી પુરૂષ થઇને માહારી પ્રાર્થના ભંગ કરવી યોગ્ય નથી, અને મેં તો નિશ્ચય કીધો છે કે માહારી કન્યા તમારા શિવાય બીજાને આપવી નહી, આ રીતનો માહાકાળ રાજાનો આગ્રહ અને નિશ્ચય દેખીને શીપાળે તેનું કેહેણ માન્ય કીધું પછી મોહોટા આડંબર સહિત ત્યાં માહાકાળ રાજાએ શીપાળ રાજાને પોતાની મદનસેના નામે પુત્રી પરણાવી પછી શીપાળ રાજાને એક મોહોટું વાહાણ કે જેમાં ચઉદતો કુઆ છે અને દિવાનખાના વિગરે બેઠકો સહિત આપ્યું તથા તે સાથે ઘણાજ સરસ નાટક કરનારા નાટકીયા અને નટનીઓનુ એક ટોળું આપ્યુ તથા વસ્ત્ર ઘરેણા વિગરે આપીને માહાકાળ રાજાએ પોતાની પુત્રી મદનસેનાને વળાવી. તેને લેઇને શીપાળ રાજા દરીયાના કીનારે આવ્યો તે દેખીને ધવળશેઠ વિચારવા લાગ્યો કે—માહારી સાથે ફ્કત એકલોજ આવ્યો હતો તેમ છતાં આટલી બધી રીદ્ધી પામ્યો અને માહારી પણ અરધી મીલકત ને વાહાણ સ્વહસ્ત કીધાં એમ મનમાં વીચારે પણ મોહોડે કાંઇ બોલે નહી, ઇહાં મહાકાળ રાજા પોતાની પુત્રીને વળાવી તથા શીપાળને ભળાવી સારી શીખામણ આપીને સરવેને વાહાણમાં બેસારી વીદાય થયો પછી વાહાણ દરીયામાં ચાલવા લાગ્યાં અનુક્રમે ચા

છતાં ચકાં રત્ન દ્વીપે વાહાણ આવી પોતાં તીહાં સઘળાં વહાણ થંભાવ્યાં તેવારે ધવળ શેઠ શીપાળને કહેવા લાગ્યો કે અહીયાં કીમત ઘણી સારી ઉપજે છે માટે સઘળાં કીયાણાં તથા સોનુ રૂપુ વગેરે વેચી નાંખો તેવારે શીપાળ કહેજે શેઠજી તમારેને અમારે કાંઇ અંતર નથી અમારી વસ્તુ પણ તમોજ વેચી નાંખોને જે કીમત ઉપજે તે અમને આપજો, શીપાળનું વિસ્વાસ ભરેલું બોલવું સાંભળીને જેમ બીલાડી દુધ દેખીને ખુશી થાય તેમ શેઠ ખુશી થયો અને મનમાં વીચાર કરવા લાગ્યોકે હવે તો ઠીક પડશે. કહયું છે કે વેપારને વિશે વણીક જેવો ઠગ બીજો કોઇ ન હોય.—

આંગળ મુકી માંગળ ભાશે, માંગળ મુકી મુંગ મકશો, એમ જો જાણતો પાડે હાશે; વણીક કળાથી ભુત નાશે; ૧ ।। કરે પગ પંચ શેરી, તાકડી જોઇ હેરી, વદે વાત અનેરી, ફંદકાતી દીએ ફેરી; શઠ કપટના શેરી, લોભથી સર્વ વેરી, એમલછી ઉદરી' મુઠ નવી હોય તેરી, ।। ૨ ।।

ઇહાં શીપાળ રાજા દરીયા કીનારે તંબુ ઠોકાવીને તેમાં ઉતારો કરી. નાટક જુએ છે, અને પણે ધવળ સેઠ નગરમાં જઇને વાહાણની સઘળી વસ્તુનો વકરો કરવા લાગ્યો, તેવે સમયે શીપાળના તંબુ નજીક એક સવાર આવીને ઊભો રહી શીપાળને દેખીને મનમાં વીચાર કરવા લાગ્યો કે આ કોઇ રાજ્ય કુવર સરખો દેખાય છે એમ વીચારીને નાટક પુરૂ થયા પછી શીપાળને નમસ્કાર કરી તેની પાસે ગયો શીપાળ પણ તેને યોગ્ય આસન ઊપર બેસારીને પુછવા લાગ્યા કે તમો કોણ છો અને અહીયાં કેમ આવ્યા છો તે વારે તે પુરૂષ કેહેવા લાગ્યો કે:—અહીજ દ્વીપને વીશે રત્નશાનુ નામે પર્વત છે, તીહાં રત્નસંચયા નામે નગર છે તે નગરનો કનક કેતુ નામે રાજા છે અને કનક માળા નામે તેની સ્ત્રી છે, તેને ચાર પુત્રો ઉપર એક મદન મંજરી નામે પુત્રી છે તે-એક દીવસે રાજા અને તેની પુત્રી મદન મંજરી દેવ શેવા કરવાને દેવળને વીશે ગયા ત્યાં મંદન મંજર અતી મધુર સ્વરથી દેવની પ્રાર્થના કરવા લાગી તેવારે તેની સામે જોઇને રાજા ચીતવવા લાગ્યો કે અહો આ મારી અત્યંત રૂપ અને ગુણવાન પુત્રીનો ભરથાર

તેના જેવો ગુણી અને લાયક વર કોણ મળશે, એમ ચીંતવીને દેવલ માંહેથી બાહેર નીકલ્યો પછી તે રાજકુવરી પણ બાહાર નીકળી કે મંદીરનાં કમાડ દૈવ્ય બળે એકદમ બંધ થઇ ગયાં, તેને માહાબળવાન પુરૂષ પણ ઉઘાડી શકયા નહી, તેવારે રાજા વિચાર કરવા લાગ્યો કે દેવ મંદીરમાં દેવ સેવા કરતાં મેં પુત્રીને માટે વરની ચીંતા કરી તે યોગ્ય કહેવાય નહી, એ મારી ભુલને માટે કોઇ દેવતાએ મને શીક્ષા કરવા માટે આ મંદીરનાં કમાડ બંધ કીધાં હશે. એમ વિચારીને દેવની પ્રાર્થના કરવા લાગ્યો, તોપણ મંદીરનાં કમાડ ઉઘડયાં નહી, તેવારે રાજા, અને તેનો પધાન તથા રાજકુવરી વીગેરે દેવ મંદીર આગળ બેસીને ઘણીક પ્રકારે સ્તવના કરવા લાગ્યાં તોપણ હજી મંદીરનાં કમાડ ઉઘડયાં નહી જેથી રાજાનો સઘળો પરીવાર આજે ત્રણ દીવસ થયાં દેવ મંદીરની સન્મુખ બેસી રહયો છે પરંતુ ગઇ રાતે આકાશ મારગેથી એવી વાણી થઇ કે હે રાજન તમે હવે ખેદ કરશો નહી એક પુરૂષ એવો આવશે કે જેની દ્રષ્ટી પડતાં આ દેવ મંદીરનાં કમાડ ઉઘડી જશે, અને તેજ પુરૂષ તમારી પુત્રીનો ભરથાર થશે આકાશથી એવી રીતની વાણી સાંભળીને રાજાનો સકળ પરીવાર ખુશી થયો અને સઘળા લોકોને દેવળની નજીક લાવવા લાગ્યા, તથાપી હજી તે દેવળનાં કમાડ ઉઘડતાં નથી કેટલાક પ્રદેશી પુરૂષોને પણ બોલાવીને દેવળ પાસે લેઇ ગયા તથાપી કાંઇ વળતું નથી માટે હે માહાભાગ્ય આપનાં અવયવો અને આકૃતી જોતાં હું એમ માનું છું કે આપ તે દેવ મંદીરનાં કમાડ ઉઘાડવા સમરથ થશો, આ રીતનું તે પુરૂષનું કહેવું સાંભળીને શ્રીપાળ રાજા ઘોડા ઉપર સ્વાર થઇને તે પુરૂસની સાથે ચાલવા લાગ્યો, અને ધવળ શેઠને કહેજે શેઠજી ચાલો દેવ દરશન કરવા માટે જઇએ તેવારે ધવળ શેઠ કહે જે તમારે તો બધુંએ ઠીક છે જે પારકું કમાયલું હાથ લાગ્યુંછે તેથી દેવ દરશનને જ્ઞાન તાન સુજે છે પણ અમારે તો પાણી પીવાની પણ નવરાશ નથી શેઠનું આ રીતનું બોલવું સાંભળીને શ્રીપાળ રાજા પોતાના પરીવાર સહીત દેવ મંદીર તરફ ચાલ્યો તીહાં જઇને દેવની સ્તવના કરવા લા

ગ્યો તેવારે કનકકેતુ રાજા પણ પોતાની મદન મંજરી નામે પુત્રીને લેઇને દેવ મંદીર પાસે આવ્યો, અહીંઆ શીપાળ રાજાએ દેવની સ્તવના કરીને બે હાથ જોડી કહેવા લાગ્યો કે હે પ્રભુ આ જન્માંન્તરે જો મેં માહારૂં સત્ય અને શીળ વ્રત સ્વપ્નાંન્તરમાં પણ ખંડીત કરવાને ઇચ્છયું હોય તો આ દેવળનાં કમાડ નહીં ખુલે અને આ પ્રાણઘાતે અથવા મારીપર અગ્ની વરશે તોપણ મારૂં શીળ અને સત્યવ્રત હું ખંડન કરવા ન ઇચ્છું તેમ તમારા સર્વજ્ઞએ કરીને જાણાતું હોય તો હું માગુ છું કે આ દેવ મંદીરનાં કમાડ તેની મેળેજ ઉઘડી જાઓ આ રીતે શીપાળ રાજા બોલી રહયા કે દેવ મંદીરનાં કમાડ તુરત ઉઘડી ગયાં અને આકાશથી શીપાળની ઉપર પુષ્પની વ્રષ્ટીથઇ તેવાર પછી શીપાળ રાજા, અને કનકકેતુ રાજાનો પરીવાર દેવનાંદર્શન કરીને બાહાર નીકલ્યો પછી કનકકેતુ રાજા શીપાળ રાજાને કહેવા લાગ્યો કે હે માહાભાગ્ય, જેમ આ દેવ મંદીરનાં મનાડ ઉઘાડીને અમને અત્યાનંદની પ્રાપ્તી કીધી તેમ આપનુ કુળ અને જાત પ્રકાશી અમને આનંદ આપો, તેવારે શીપાળ કહે જે ઉત્તમ પુરૂષો પોતાનુ નામજ પોતાને મુખે નહી કહેતો કુળ અને જાત કેમ પ્રગટ પણે પોતેજ કહી શકે? આવી રીતે કનકકેતુ રાજા અને શીપાળ વાતો કરે છે તેવામાં આકાશથી વાણી થઇ કે હે હે રત્નાદ્વીપ પતી, આ શીપાળ રાજા ચંપાપુરી નાગરીના શીહરથ રાજાનો પુત્ર માહા ધર્મીષ્ટ અને સદા ચરણી તથા પ્રથ્વી માંહેના શકળ સત્યવાદી પુરૂષોને શીર મુગટ સમાન છે એવી આકાશ વાણી સાંભળીને કનકકેતુ રાજાએ પોતાની મંદન મંજરી નામે પુત્રી શીપાળને મોહોટો મોત્સ્વ કરી પરણાવી, શીપાળને રેહેવા માટે એક રમણીય મેહેલ જુદો આપ્યો, તીહાં શીપાળ રાજા બંને સ્ત્રીઓ શાહીત રેહેવા લાગ્યો એમ ત્રણ ચાર દીવસ થયા પછી કનકકેતુ રાજા અને શીપાળ રાજા દેવ મંદીરમાં દર્શન કરવાને ગયા ત્યાં દર્શન કરીને બાહાર નીકલ્યા પછી રાજાના શેવકો આવીને અરજ કરવા લાગ્યા કે, સાહેબ આપણા સમુદ્રને કીનારે કોઇક માતબર શેઠ આવ્યો છે તેણે અનેક જાતનાં વાંહાંણ માંહેલી વસ્તુ આપણી હદમાં વેચી છે તેનું દા-

ણ આપતો નથી ને સામો લડાઇ કરવા આવ્યો તેથી તેને હરાવીને અત્રે બાંધી આણ્યો છે, તેવારે રાજા કહે જે માહારી આજ્ઞાનો ભંગ કરે તેવા ગુન્હેગારને લુટી લઇને એકદમ લોઢાના પાંજરામાં કેદ રાખવો જોઇએ આ રીતનું રાજાનુ બોલવુ સાંભળીને શીપાળ રાજા તેને કેહેવા લાગ્યો કે દેવનાં દર્શન કરવા આવ્યા છતાં અને દેવ મંદીરની નજીક આવો હુકમ કરવો યોગ્ય નથી આવે પ્રસંગે તો કેદીને છોડી દેવો જોઇએ; પોતાના જમાઇનું આ રીતનું કહેવું સાંભળીને રાજાએ પોતાના શેવકોને હુકમ કીધો કે તે વણીકને છુટો કરીને મારી પાસે લાવો તેવારે શેવકો ધવળશેઠને છોડીને રાજા પાસે લાવ્યા એટલે શીપાળે તેને ઓળખીને મનમાં વીચારવા લાગ્યો કે હા હા લોભનો વિલાસ કેવો છે,--એમ ચીંતવીને શીપાળે કનકકેતુ રાજાને કહયું કે આતો મારા પિતા તુલ્ય છે હુ તેમનીજ સાથે અહીંઆં આવ્યો છું એમ કહી ધવળ શેઠનો હાથ ઝાલી પોતાની જોડે બેસાર્યો તેવારે રાજાના શેવકોએ શેઠની પાસે માફ માગી કહયું કે અમે તમને ઓળખ્યા વિના પકડી લાવ્યા માટે માફ કરો, પછી ધવળ શેઠને દરીયા કીનારે મોકલી દીધો અને શીપાળ પોતાના સસરાએ રેહેવા આપેલા મેહેલમાં બને સ્ત્રીઓ સાથે ભોગવિલાસ કરતો રેહેવા લાગ્યો એમ થોડાક દીવસ થયા પછી ધવળ શેઠે શીપાળ રાજા પાસે આવી વીનંતી કરી કે હે પરોપકારી નીધે (પરોપકારનુ નીધાન) જેમ અમને સઘળી રીતે કુશળ કીધું તેમ હવે અમને અમારે સ્વદેસ પહોંચાડો શેઠનું આ રીતનું બોલવું સાંભળીને શીપાળ રાજાએ વિચારયું કે જેની સાથે આવ્યાથી આપણને આટલો લાભ મલ્યો તેની ઇચ્છા પુર્ણ કરવી એ માહારો ખરો ધર્મ છે એમ ચીંતવીને પોતાના સસરા કનકકેતુ રાજા પાસે રજા માગી પોતાના પરીવાર સહિત દરીઆ કીનારે આવ્યો તીહાં કનકકેતુ રાજાએ મોટા આડંબર સહિત પોતાની પુત્રી વળાવી -અને જે • વારે શીપાળ વાહાણમાં બેઠા તેવાર પછી કનકકેતુ રાજા પોતાના નગર તરફ પાછો ફરયો, ઇહાં એક વાહાણમાં શીપાળ રાજા પોતાની બંને સ્ત્રીઓને સાથે લેઇને બેઠા અ

ને ધવળ શેઠ પોતાના મીત્રો શહીત બીજા વાહાણમાં બેઠો પછી સઘળાં વાહાણો ચાલતાં કીધાં--તેવાર પછે શીપાળની દેવતા સરખી રીધી અને દેવા ગ્ના જેવી સ્ત્રીઓ જોઇને દુષ્ટ શેઠ મનમાં વીકલ્પ કરતો થકો ચીંતવવા લાગ્યો કે શીપાળની સઘળી રીધી અને 'સ્ત્રીઓ મારે સ્વાધીન થાય તો આ મારો જન્મ ખરેખર સફળ થાય, એમ નીરંતર મનમાં ને મનમાં વીચાર કરતો રહે, અને તે વીચારના વશ થકી જરા દુબળો થતો ગયો તે દેખીને તેના ચાર મીત્રો તેને પુછવા લાગ્યા, કે શેઠજી તમોને એવી શી પીડા ઉત્પન થઇ છે કે રાત દીવશ ઉદાશીમાં ને ઉદાશીમાં રહો છો ને તમારૂ શરીર સુકાતુ જાયછે? તેવારે ધવળ શેઠ બોલ્યો કે હે મીત્રો મને કોઇ જાતની વ્યાધી થઇ નથી પણ આ શીપાળની સઘળી સંપદા મને મળેતો માહારા જીવને સંતો[ષ] થાય, આ રીતનું તે શેઠનું બોલવુ સાંભલીને તે ચારે જણ બોલ્યા કે અરે શેઠજી આવો અધમ વીચાર તમને કેમ સુજ્યો છે આવા પરોપકારી અને ઉ-તમ પુરૂષનુ માઠુ ચીંતવતાં તમને શરમ નથી આવતી? શીપાળ રાજાએ તમારાં વાંહાંણ ચલાવ્યાં બબર દેશના રાજા પાસેથી છોડાવ્યા અને હમણાં કનકકેતુ રાજાની પાસેથી પણ બંધન મુકત કીધા તે સરવે ઊપકાર ભુલીને તુ તેનું માઠુ ચીતવે છે માટે તુ દુષ્ટ પુરૂષોમા અગ્રેસ્વર જણાય છે,--તારૂ નામ ધવળછે પણ સ્વભાવેતો કાળો શામ જેવો દેખાય છે? માટે તારી દોસ્તીથી અમે પણ મલીન થઇએ એ રીતે તીરસ્કાર કરીને ત્રણ મીત્રોતો તેની પાસેથી ઉઠીને ચાલતા થયા, પણ એક ચોથો કુબુદ્ધી તેના દુષ્ટ વીચારને મળતો થઇને કેહેવા લાગ્યો કે શેઠજી એતો ત્રણે શીપાળના મળતીયા છે ને હુંતો તમારો ખરો વીસ્વાસુ મીત્ર છુ માટે માહારૂ કહ્યું માનશોતો તમારૂ સઘળુ ધારયું પાર ઉતરશે,--માટે હું કહું છું કે હમણાં તમે શીપાળની સાથે વીશેશ મીત્રભાવ બાંધીને તેને વીસ્વાસ આપો પછી તમે તેના વાહાણમાં જાઓ અને તે તમારા વાહાણમાં આવે તેવી રીતે વચમાં એક માંચો બાંધો એમ આવ જાત્ર કરવા પછી લાગ ધારીને એક દીવશ તે માંચાના દોર કાપી નાંખીશુ એટલે શીપાળ સમુદ્રમાં પ

ડીને મરણ પામશે પછી તેની સઘળી રીધ્ધી ને સ્ત્રીઓ તમારે હાથ લાગશે, એ રીતનું તે પાપી મીત્રનું બોલવું ધવળ શેઠને ઘણુંજ માઠું લાગ્યું અને તેના કેહેવા પ્રમાણે શેઠે શ્રીપાળની સાથે હમેષાં વાત ચીત કરવાનો અને એક બીજાના વાહાણમાં આમણ સામણ જવાનો રીવાજ પાડયો--પણ ધવળ શેઠના પાપીષ્ટ વીચાર શ્રીપાળની જાણમાં આવ્યા નહી પોતે તો ભોળેભાવે બધુ ખરૂજ માની શેઠના વાહાણમાં આવજાવ કરવા લાગ્યો, એમ કરતાં એક દીવસ સઘળાં વાહાણો સમુદ્રના મધ્ય ભાગને વીશે આવ્યાં તે વારે શેઠે કપટ કરીને શ્રીપાળને કહ્યુ કે આવો આવો આ માહારા વાહાણની ડાબી બાજુએ થઇને એક આઠ મુખનો મોટા પાહાડ જેવો માંછલો તરતો જાય છે તે જોવાને આવો એ રીતનુ શેઠનુ કેહેવુ ખરૂ માનીને શ્રીપાળ રાજા પોતાના વાહાણ સુધી વચમાં બાંધેલા માંચા ઉપર ચાલીને આવવા લાગ્યા. અને માંચાની મધ્ય ભાગે આવ્યો કે શેઠના પાપીષ્ટ મીત્રે માંચાનાં દોરડાં એક તરફથી કાપી નાંખ્યાં, કે શ્રીપાળ રાજા તુરત સમુદ્રમાં પડયો તેવારે શ્રીપાળ રાજા મરણનો ભય નહીં રાખતાં સર્વજ્ઞ પ્રમાત્માનુ સ્મરણ કરવા લાગ્યો તેના તથા પોતાની ભુજાએ બાંધેલી ઓખધીના પ્રતાપે તે સમુદ્રમાં ડુબ્યો નહી અને નાવની પેઠે તરતો તરતો થોડીજ વારમાં કોકણ દેશના કીનારા ઉપર આવી પોતો, તીહાંથી બાહાર નીકળીને ચાલતો થકો પોતાને થાક લાગવાથી એક ચંપાના ઝાડ નીચે જઇને સુતો, તીહાં નીદ્રા વશ થયો, થોડીક વારે જાગીને ઉઠયો તેવામાં એક પુરૂશ તેની સામે હાથ જોડીને કેહેવા લાગ્યો કે, અહો મહા ભાગ્ય કોકણ નામા દેશમાં પ્રતીષ્ટાનપુર પાટણ નામે નગરનો રાજા વસુપાળ છે તેણે અમને અહીયાં મોકલ્યા છે ને કહ્યું છે કે પાછલા પોહોરે ચંપાના ઝાડ નીચે જે પુરૂશ સુતો હોય તેને ઘોડા ઉપર બેસારી માહારી પાસે તેડી લાવો, એવી રીતની રાજાની આજ્ઞા પામીને હું અહીયાં આ ઘોડો લઇને આવ્યોછુ માટે આ ઘોડા ઉપર બેશીને તમો અમારા રાજાની પાસે ચાલો, શ્રીપાળ પણ ઘોડા ઉપર બેશીને તે પુરૂશની સાથે ચાલવા લાગ્યો, થોડેક ચાલ્યા પછી રાજા વસુપાળ પણ

મોટું સમાઇયું લેઇને સામે આવી મલ્યો, તીહાં શ્રીપાળને પ્રણામ કરી પોતાના રાજ્ય મેહેલમાં તેડી ગયો, પછી શ્રીપાળને સ્નાન ભોજન કરાવીને તથા વસ્ત્ર અલંકાર પેહેરાવીને વશુપાળ રાજા કેહેવા લાગ્યો કેઃ---

થોડા દીવસ ઉપર એક અષ્ટાંગ નીમીતના જાણનાર માહા વીધ્વાન અને શીદ્ધ પુરૂષ જેવા નીમીતીયાને મારી રાજ્ય સભામાં બોલાવીને મે પુછ્યુ કે, માહારી મંદનસુદરી નામે પુત્રીનો ભરથાર કોણ થશે! તે વારે તેણે પોતાના જ્ઞાન વડે કહ્યુ કે, વઇશાખ સુદી ૭ સાતમને દીવસે પાછલા પોહોરે દરીયાકીનારે અચળ ચંપા વૃક્ષની છાયા નીચે સુતો હશે તેજ પુરૂષ તાહારી કંન્યાનો યોગ્ય વર થશે,--તે વાત આજે સંપુર્ણ રીતે ખરી પડી છે માટે આ માહારી મંદન સુંદરી નામે કંન્યાની સાથે તમે લગ્ન કરો, તેવારે શીપાળ કેહે જે જાત્ય કુળ, કે શીળ જાણયા વિનાં વટે મારગુને કંન્યા, રત્ન આપવુ તે યોગ્ય નથી તેવારે રાજા કેહે જે તમારા રૂપ, ગુણ, અને આકૃતી ઉપરથી તેમજ અમારા નીમીતીયાના શીદ્ધ પણાથી અમને ખાત્રી થાય છે કે તમારૂ કુળ અને જાત ઉતમ પ્રકારનાં છે, એમ કહી અત્યંત આગ્રહ કરીને વશુપાળ રાજાએ પોતાની પુત્રીને શીપાળ રાજા સાથે પરણાવી તેની પેહેરામણીમાં કેટલાક હાથી, ઘોડા, રથ, ઇત્યાદીક આપ્યુ. તથા શીપાળને પોતાના પ્રધાન તરીકે સ્થાપ્યો, તે એવી રીતે કે હરકોઇ માણસને માન આપવુ હોય તો શીપાળને હાથે તેને પાનનુ બીડુ અપાવે, એ રીતે શીપાળ રાજા કોકણ દેશના રાજા વશુપાળને ત્યાં રેહેવા લાગ્યે,

પણે જે વારે શીપાળ રાજા દરીયામાં પડયો તે વારે, પાપીષ્ટ ધવળ શેઠ અને તેનો કુબુદ્ધી મીત્ર મનમાં ઘણાજ ખુશી થયા પણ ઉપરથી ખોટો ઢોંગ કરીને રોવાને કુટવા મંડી ગયા, અને એમ પણ બોલવા લાગ્યો કે હાય, હાય, અમારા ઉપર અત્યંત ઉપકાર કરનારો અને અત્યંત સત્યવાદી આમારો શીર છત્ર શીપાળ રાજા સમુદ્રમાં ડુબી ગયો, આ રીતનો કોળા હળ સાંભળીને શીપાળની બંને સ્ત્રીઓ

મુરછા પામી અચેત થઇ તે વારે તેની દાસીઓએ પવન નાખી સ ચેત કરી, ત્યારે તે બંને સ્ત્રીઓ દીર્ઘ નીશાસો નાખીને "હા માણ નાથ! હા મીમત,! અરે અમારો મણુવલભ કીહાં ગયો.! એમ અને ક પ્રકારે વીલાપ કરવા લાગી, તે સાંભળીને પાપી શેઠ કપટ કરીને તે મની પાશે જઇ કેહેવા લાગ્યો કે બાઇઓ જે થનાર હતુ તે થયુ.--- હવે તમે દુઃખી થશો નહી, હુ તમારૂ સઘળુ દુઃખ નીવારણ કરીસ, પાપી શેઠનુ આ રીતનુ બોલવુ સાંભળીને તે બંને સ્ત્રીઓ વીશેષ દુઃખી થઇ ચીંતવવા લાગી કે—રાજાને આ પાપી શેઠેજ દરીયામાં નાખી દીધા જણાય છે—તે એટલાજ માટે કે અમારૂ શીળ ભંગ ક રવા તથા અમારી લક્ષ્મીનુ હરણ કરવા તેણે આ અઘોર કર્મ કીધુછે.-- અહો પ્રભુ હવે અમારૂ શીળ રાખનાર તો તુજ અમારો બેલી છે એ મ વીચારીને બંનો સ્ત્રીઓએ ધારયુ કે આપણે પણ આપણા સ્વમી- ની સાથે દરીઆમાં ઝંપાપાત કરવો યોગ્ય છે, એમ વીચાર કરે છે એટલે દરીયામાં અચાનક પવનના ઝપાટા લાગવા માંડયા અને તેથી ફરી દરીયાના મોઝા ઉછળવા લાગ્યાં, તેણે કરીને વાહાણના સઢ પ ણ ઉખડી ગયા, ને વાહાણ ઉથલ પાથલ થવા માંડ્યાં, તે વારે મોટો કોલા હલ થવા માંડયો એટલામાં ભયંકર શબ્દ કરતો માહા વીક્રાળ રૂપ ધ રીને ખેત્રપાળ પ્રગટ થયો, તેવાર પછી ચક્રેશ્વરી દેવી પણ ચક્ર ફેરવતી તીહાં આવી ખેત્રપાળને કેહેવા લાગી કે, પ્રથમ આ ધવળ શેઠના પા- પીષ્ટ મીત્રને હણો, તેવારે તેના બે પગ ઝાલીને ઉંધે મસ્તકે લટકાવી ને તે ધવળ શેઠના પાપીષ્ટ મીત્રને ખેત્રપાળે મારી નાંખ્યો, તે દેખી ધવળ શેઠ ભય પામીને શીપાળની સ્ત્રીઓને શરણ જઇ હાથ જોડી કેહેવા લાગ્યો કે, અરે સતીઓ તમે મને બચાવો, પછી દેવીએ સતી ઓને શરણે ગએલો જોઇ તેને જીવતો મુકયો, અને બને સ્ત્રીઓને ફુલની માળાઓ આપીને કહ્યું કે આજથી એક માસ પુરો થયે તમા રો સ્વામી ઘણીજ રીદ્ધી સીદ્ધી સાથે તમને મળશે તમે જરાપણ ચીં તા કરશો નહી તમારો ભરથાર કુશળ ક્ષેમ, છે, એમ કહીને દેવી પો તાને સ્થાનકે ગઇ અને બંને સતીઓ પ્રભુનું ધ્યાન કરતી વાહાણમાં

રહી, તેવાર પછી પાપી શેઠ વીચાર કરવા લાગ્યો કે, હજી માહારૂં નશીબ બળવાન જણાય છે કેમકે હું હજી જીવતો રહ્યો છું એમ ચીતવીને શીપાળની સ્ત્રીઓની દાશીઓને શેઠ કેહેવા લાગ્યો કે--તમારી શેઠાણીને કોહો કે મારૂ વચન માન્ય કરે જેથી હું તેમનો દાસ બનીશ ને માહારી સઘળી રીદ્ધી તેમને સ્વાધીન કરીશ--પાપી શેઠનું આ રીતનું બોલવું સાંભળીને દાશીઓએ તેનો તીરસ્કાર કરી કાઢી મુકયો તેવાર પછી તે નીચ બુદ્ધીનો ધણી દાશીનું રૂપ કરી સ્ત્રીનો પેહેરવેશ પેહેરીને સ્ત્રીઓના વાહાણમાંપેઠો તેવારે સતીઓને દેવીએ આપેલી ફુળની માળાઓના પ્રભાવે કરીને શેઠ સ્ત્રીના વેશે આંધળો થઇ અથડાવા લાગ્યો તે જોઇને સ્ત્રીઓની દાશીઓએ કુતરાની પેઠે ખુબ કુટીને હાંકી કાહાડયો પછી દૈવ્ય યોગ્યે પવન આડો લાગવાથી સઘળાં વાહાણો કોકાણ દેશના કીનારા ઊપર આવી પોતાં તીહાં માસ પણ પુરો થવા આવ્યો,—ઇહાં સઘળાં વાહાણો સ્થંભાવીને ધવળશેઠ કોકણ દેશના રાજા વસુપાળને ભેટ આપવા ગયો; તેને મોહોટો ધનાઢય શેઠ જાણીને વસુપાળ રાજાએ શીપાળને હાથે પાનનુ બીડુ અપાવ્યુ તેવારે શેઠે શીપાળને અને શીપાળે શેઠને ઓળખ્યો તેવારે શેઠ વીસ્મય પામીને ચીંતવવા લાગ્યો કે હે હે વીધી આતે શું થયું, આતે શીપાળ હશે કે બીજો કોઇ હશે—આ અહીયાં શી રીતે આવ્યો, ને શી રીતે જીવતો થયો, એમ મનમાં ચીતવીને ઉદાશી થયો થકો રાજ દવારેથી બાહાર નીકળી કોઇક રાજ્યના નોકરને પુછવા લાગ્યો કે તમારા રાજાની પાસે પ્રધાન છે તે કોણ છે? તેવારે તે પુરૂષે શીપાળનો સઘળો વૃતાંત કહી સંભળાવ્યો પછી ધવળ શેઠે જાણ્યું કે આતો શીપાળ પોતેજ છે, એમ નીશ્ચય કરીને વધારે ઊદાશ થઇ મનમાં કેહેવા લાગ્યો કે-અરે દૈવ મેં શું ધારયું હતું ને હવે શું થયું હું જે જે ઉપાય તેને પ્રતીકુળ કરૂ છું તે સઘળા તેને અનુકુળ થાય છે, મેંતો દરીયામા નાંખી દીધો હતો અને એતો દરીયો તરી આવીને રાજાનો જમાઇં થયો છે હવે મારી શી ગતી થશે? એમ અત્યંત ખેદ કરતો થકો વળી ધીરજ રાખીને ચીંતવવા લાગ્યો જે કાંઇક ઉપાય કરૂતો સારૂ થશે, એ

મ ચીતવતો પોતાને ઉતારે ગયો, તેવે અવસરે એક ડુમ લોકોનું ના ટકીયું ટોળુ આવ્યુ તેણે શેઠની આગળ નાટક અને ગ્નાન તાન અ- છી રીતે કરી બતાવ્યું તથાપી શેઠનું ચીત ઊદાશ હોવાથી તે ડુંબ લોકોને શેઠે કાંઇ પણ દાન આપ્યુ નહી તેવારે તે ડુંબનો ઉપરી શે ઠને કેહેવા લાગ્યો કે આજે અમારા ઉપર કેમ તુષ્ટમાન થઇને દા- ન આપતા નથી તેવારે શેઠે તે ડુંબના ઊપરીને એકાંતમાં બોલાવીને કહ્યું કે જો તું અમારૂ એક કામ કરેતો જે માગે તે આપુ તેવારે ડું બ કહેજે એવુ શુ કામ છે—ત્યારે શેઠે કહ્યુ કે રાજાનો જમાઇ કો ઇ પ્રદેશી અહીંયાં આવીને થયો છે તેને તમે મારી નાખો તો દસ લાખ રૂપૈઆ આપુ, તે વારે તે ડુબ કહે જે એ કામ તો અમારાથી થાય નહી પણ એક એવો ઉપાય કરીએ કે જેથી રાજા પોતેજ તે- ને મારી નાખે, અને આપણુ કામ થાય, ત્યારે શેઠે પુછયુ કે એ કામ કેવી રીતે થઇ શકે! તે વારે ડુબ બોલ્યોકે અમે તેને અમારો સગો ઠરાવીશુ એટલે રાજા તેને મારી નાખશે એવુ સાંભળીને ધવ- ળ શેઠે તે ડુબને પાંચ લાખ રૂપૈયા તો પેહેલાથીજ આપીને કહ્યુ કે જો તમે આ કામમાં સંપુરણ ફતેહ મેલવશો તો બીજા પાંચને બદલે દસ લાખ આપીસ આ રીતે ઠરાવ કરવા પછી તે ડુબ લોકો બીજે દીવસે રાજાના મેહેલ આગળ જઇને નાટક કરવા લાગ્યા, તીહાં પોતા નુ જેટલુ માલમ હતુ તેટલુ ખરચી નાખ્યુ તે વારે રાજા વશુપાળ ઘ ણોજ ખુશી થઇને તે ડુબને કેહેવા લાગ્યો કે તારે શુ જોઇએ છે જે જોઇએ તે માગ્ય, તે વારે તે ડુએ કહ્યુ કે મારે પૈશાની ખોટ નથી આપના જેવા અનેક રાજા પાશેથી દાન ગ્રહણ કરી ત્રપ્ત થયોછુ પણ અમે નીચ જાતને માન મલે એવુ કાંઇ દાન આપો, તે એજ કે તમારા પ્રધાનને હાથે અમને તાંબોળ અપાવો, આ રીતનુ તે ડુબનુ બોલવુ સાંભળી ને રાજાએ શીપાળને કહ્યુ કે આ ડુબને પાનનુ બીડુ આપો તેવાર શી પાળે તે ડુબના હાથમાં પાનનું બીડુ આપ્યુ એટલામાં તેવારે તે ડુબ શીપાળને ગળે વળગીને કેહેવા લાગ્યો કે અરે પુત્ર તાહારા વીનાં તો આ સઘળુ ટોળુ શોભા રહીત થયું છે-એમ તે ઘરડો ડુબ કેહે છે

તેટલામાં તે ડુબની સ્ત્રી આવીને કેહેવા લાગી કે અરે પુત્ર તાહારા વીનાતો હું ઘણુંજ દુઃખ ધરતી રહીછું—એવામાં એક સ્ત્રી આવીને કેહેવા લાગી કે સ્વામીજી તમારા વીયોગને લીધે હુતો મારા માણ ત જવા તૈયાર થઇ હતી, માટે આજ તો મારૂ મોટુ ભાગ્ય ઉદય પામ્યુ કે ઘણે વરસે તમારા દરશન થયાં, એમ કોઇ કાકો કોઇ કાકી, કોઇ માશી, કોઇ ભાભી, કોઇ ભાઇ થઇ સઘળાં ડુબ શીપાળની આશપાસ વીટળાઇ વલ્યા, પછી એક વૃદ્ધ ડુબ શીપાળની પાસે આવી કેહેવા લાગ્યો કે હે પુત્ર આપણે ડુબ જાતી (ઢેડ) થઇને રાજ્ય કુવરીને પરણવુ ઘટે નહી, અને વળી આપણી ન્યાતમાં પણ અપજશ આવે,--

આ રીતે ડુબલોકોની હકીકત સાંભળીને રાજા વશુપાળ પણ અત્યંત ગુસ્સો કરીને બોલ્યો કે ધીઃકાર છે મુજને જે વગર વિચારયું કામ કરીને કુળને કલંક દીધું. હે હે શેવકો જાઓ જાઓ એને જલદીથી ગરદન મારો અને પેલા નીમીતીયાને બાંધી લાવો કે એ દુષ્ટે ખોટું નીમીત બતાવ્યું. એમ કહી નીમીતીયાને બોલાવ્યો-બોલાવીને તેને રાજા કહેવા લાગ્યોકે અરે દુષ્ટ તેં આવો ખોટો જોશ બતાવ્યો તે માટે તુજને પણ શુળીએ પરોવીશ તેવારે નીમીતીઓ કહેજે માહારૂં નીમીત જરા પણ ખોટુ નથી મેં જે માતંગાધીશ કહયો છે તે માતંગ, એટલે ઢેડ નહી પણ માતંગ એટલે હસ્તનો સ્વામી છે,--માટે આ માતંગ નથી પણ રાજા છે એવું સાંભળીને રાજા વધારે ગુસ્શે થઇને કેહેવા લાગ્યો કે આ બંન્નેને શુળીએ ચઢાવો, એમ સાંભળીને રાજાની પુત્રી મંદન સુદરી રાજા પાસે આવીને કેહેવા લાગી કે, પીતાજી આ તે શું અ વિચારયું કાર્ય કરો છો, તમે મોટા રાજા થઇને{આચાર વિચાર જોઇને કુળની પરીક્ષા કરવા સમર્થ નથી? ડુંબના લક્ષણ કેવાં હોય, મેં તો સંપુરણ પરીક્ષા કરી છે કે એ મારો સ્વામી રાજ કુંવર છે, તેમ છતાં આ નીચ વરણના પ્રપંચ ઉપર ભરૂસો રાખી શું! આવો અવિવેક આદરી બેઠા છો! મારા ભરથાર નિશ્ચય કરીને રાજપુત્ર છે એમાં જરા પણ સંદેહ રાખવાનું કારણ નથી,--આ રીતનું પોતાની પુત્રીનું

બોલવું સાંભળીને રાજા શાંત થઇ શ્રીપાળને પુછવા લાગ્યો કે--તમારૂં કુળ અને જાત જે હોય તે કહો, તેવારે શ્રીપાળ હશીને બોલ્યો કે--હે રાજન તમે લોકની કેહેવત જેવું કરવા બેઠા છો-જે પાણી પીને ઘર પુછવું ને માંથુ મુડાવ્યા પછી વાર પુછવો,--તેમ છતાં જો માહારૂં કુળને જાત જોવી હોયતો માહારા હાથમાંએક તલવાર આપો, અને એક તરફ તમારૂં સઘળું સૈન્ય સાંમુ કરો પછી માહારા કુળની પરીક્ષા થશે, બાકી ઉ-તમ પુરૂષ પોતાનું કુળ પોતાના સ્વમુખે કદીપણ નહીં કહે, તેમ છતાં તમારે મારા કુળની ખાત્રી કરવી હોય તો સમુદ્ર કીનારે જાઓ, જ્યાં વાહાણમાં મારી બે સ્ત્રીઓ તથા શેવકો અને લક્ષમીછે, ત્યાંથી મારી સ્ત્રીઓને બોલાવીને પુછો--આ રીતનું શ્રીપાળનું બોલવું સાંભળીને રાજા ઘણોજ વિસ્મય પામયો,-- તેવારે રાજાએ પોતાના સુભટો દરિયાકીનારે મોકલીને ધવળશેઠને બોલાવી પુછયું અરે શેઠ સાચુ બોલ્ય કે વાહાણની અંદર બે સ્ત્રીઓ છે તેવારે થરથર કાંપતો થકો ધવળ શેઠ બોલ્યો કે હા સ્વામી બે સ્ત્રીઓ છે એવું સાંભળીને રાજાએ તે સ્ત્રીયોને તેડવા માટે પોતાના પ્રધાન સાથે બે પાલખીઓ દરીયા કીનારે મોકલી તીહાં જઇ પ્રધાન શ્રીપાળની સ્ત્રીઓને કહેવા લાગ્યો કે બાઇઓ તમને અમારા રાજાએ તેડાવ્યાં છે તેથી ત્યાં આવીને રાજાના મનનો સંશય ભાગો અને તમને જે વીપ-તી પડી હોય તથા તમારા સ્વામી ઉપર જે તરકટ રચાયું હોય તે સઘળું રાજાને જણાવો. આ રીતનું પ્રધાનનું બોલવું સાંભળીને શ્રીપાળની બન્નો સ્ત્રીઓ અત્યંત હરષ પામી પાલખીમાં બેસીને રાજ્ય દવારે આવી, તીહાં શ્રીપાળને દેખીને એટલો તો હરષાનંદ પામીકે તેનું વરણુન એક જીવ્હાએ કરીને થઇ શકે નહીં, પછી તે બંન્ને સ્ત્રીઓને રાજા વશુપાળ પુછવા લાગ્યો કે પ્રિય પુત્રીઓ આજે તમારૂં આગમન થવાથી હું તથા તમારો પતી અને મારી પુત્રી ઇત્યાદી કુટુંબ જાણે ફરી જન્મ પામ્યાં, એવો આનંદ થયો છે પરંતુ હવે તો તમારા સ્વામીની વંશાવળી સાંભળવાની મારી ઉત્કંઠા થઇ છે માટે તમે જે જાણોછો તે કહી સંભળાવો, તેવારે રત્નદવીપના રાજાની મદ

ન મંજરી નામા પુત્રીએ પોતાના ભરથારની જાત અને કુળ વસુપ
ળ રાજાને કહી સંભળાવ્યું તેવારે રાજા વસુપાળને એટલોતો હરખ થ-
યો કે જેથી કરી તે નાચવા લાગ્યો અને આંખોમાંથી હરખનાં આં
સુ લાવીને કેહેવા લાગ્યો કે હે હે દૈવ્ય તું આ વખત ખરે ખર મ
અનુકુળ અને પ્રસન્ન થયો છે અહો આ શીપાળતો મારી કમળપ્ર
ભગનીનો પુત્ર, મારો ભાણેજ થાય છે, નાનપણથી તેના કાકા અજી
તસેને તેને મારી નાંખવાનો વીચાર કરવાથી માહારી બેહેન તેને લઈ
નાશી ગઈ હતી એવી ખબર મે થોડાજ મહીના ઉપર સાંભળી હ-
તી પણ ચંપાપુરી નગરી વધારે દુર હોવાથી મને તેની બરાબર ભાળ
મલી નહી પણ આજે ખરે ખરા પુન્ય પ્રભાવે કરીને અહીયાં
તેનો મેલાપ થયો છે, એમ કહીને શીપાળને પોતાના ખોળામાં બેઈ
ને ચુબન કરવા લાગ્યો અને વરંવાર કેહેવા લાગ્યો કે હુ તો વન્ય
ભાગ્ય થયો જે લાપશીમાં ઘીની માફક એક તરફ મારો ભાણેજ અને
બીજી તરફ આ શીપાળ મારો જમાઈ થયો, એવી રીતે હરખ પામીને
પછી રાજાએ પોતાના શેવકો મોકલીને ડુબ લોકોને પકડી મંગાવી તે
મને પુછ્યુ કે અરે પાપીષ્ટો તમે સાચુ બોલશો તો જીવતા મુકીસ ન
હી તો તે સઘળાને અરદન મારીશ, માટે કહો કે તમને આવુ નીચ કર
મ કરવાનુ કોણે શીખવ્યુ હતુ? તેવારે ડુબ લોકો કેહેવા લાગ્યા કે સા
હેબ મારો કે જીવાડો અમેતો એ નાટક માત્ર પેટને માટેજ કીધુ હતું
અને અમને તો આ પાપી શેઠ પાંચ લાખ રૂપૈઆ આપીને શીખ
વ્યુ હતું--તેવારે રાજા અત્યંત ગુસ્સે થઈને કેહેવા લાગ્યો કે રે રે શે
વકો આ ડુમ અને શેઠને એકદમ અરદન મારો, તે વારે કરૂણા પાત્ર
અને પરોપકારી તથા પરના ગુણનો ઉપકાર માનવામાં અગ્રેસ્વર એ
વો શીપાળ વશુપાળ રાજાને કેહેવા લાગ્યો કે, ડુબ લોકોએ પેટને અ
રથે પ્રપંચ કીધો તેથી તેઓને મારવા યોગ્ય નથી અને શેઠ તો મારો
ઉપગારી છે હુ તેની સાથેજ આવેલો છુ તેમ છતાં તેના અવગુણ તર
ફ નહો જોતાં તેના ગુણ લેઇને તેને છોડવો જોઇએ શીપાળના અતી
આગ્રહથ વશુપાળી રાજાએ ડુમ અને શેઠને છોડી દીધા, આવે પ્રસં

ગે પેલો નીમીતીઓ ગરવ શહીત બોલીઉઠયો કે, હે રાજન એ ( માતંગ ) હેઠ નહી પણ માતંગા ( હસ્તી ) થી પતી છે– એ મારા નીમીતનુ સાર્થક આજે ખરેખરૂ શીદ્ધ થયુછે, તે સાંભળીને રાજાએ નીમીતીયાને ઘણોજ શી રપાવ આપ્યો, અને રાજા વશુપાળે પોતાનો ભાણેજ અને પોતાનો જ માઇ જાણી શીપાળની પાસે પોતાના અપાધની ક્ષમા માગી, સભા મધ્યે પ્રગટ પણે કેહેવા લાગ્યો કે જુઓ આ શીપાળ અને ધવળ શે ઠની ઉત્તમ અને કનીષ્ટ વરતનું કે જે ધવળ શેઠે તેને કેટલું બધુ દુઃખ દીધુ અને શીપાળ તેનો કેટલો ગુણ લેઇને તેને બચાવે છે, રાજાનુ આ રીતનુ બોલવુ સાંભળીને ધવળ શેઠનુ મુખ અત્યંત કરમાઇ ગયું અને મનમાં વીચારવા લાગ્યો અહો આ પ્રતીકુળ વીધી જે હુ કરૂ છું તે સર્વે નીષફળ જાય છે તો પણ કાંઇક ઉપાય કરૂ કે જેથી મારૂ ધા રયું થઇ શકે, એ ચીંતવીને શેઠે એવોજ નીશ્ચયે કીધો કે મારે હાથે જ હુ શીપાળને મારૂ. તો સઘળી લક્ષમી મારે હાથ લાગે, એમ ચીં તવ્યુ. પછી રાજ્ય સભા વીસરજન થઇ તેવારે શેઠ દરીયા કીનારે પો તાને ઉતારે ગયો અને શીપાળરાજા પોતાની ત્રણે સ્ત્રીઓ શહીત એક અલાયધા મેહેલમાં રેહેવા લાગ્યે, એમ ત્રણ દીવસ વીત્યા પછી ધવ ળ શેઠે એક વાઘરી પાશે મોટી પાટલા ઘો મંગાવી રાતની વખત હા થમાં કટાર, તથા એક દોરડુ અને ઘો લેઇને શીપાળના મેહેલ પાશે આ વ્યો તીહાં આવીને ઘોના પુછડા ઉપર દોરડુ બાંધીને તે ઘો શીપાળના મેહેલની બારી નજીક ચોટાડી, અને હાથમાં કટાર લેઇને દોરડુ પકડી ઉપર ચઢવા લાગ્યો, એવે કેટલેક ઉચે ચઢવા પછી શેઠના હાથમાંથી દોરડુ છુટી ગયું. એટલે ઉચેથી તે તુટીને હેઠે પડયો તે વારે તેના હા થ માંહેલી તેનીજ કટાર તેના પેટમાં પેશી ગઇ તેથી થોડી વારમાં મ રણ પામ્યો, તે મરીને તેનો જીવ નરકમાં ઉત્પન થયો, ત્યાર પછી પ્રા તઃકાળે શીપાળના મેહેલની બાજુપર કટાર, અને દોરડા શહીત ધ વળશેઠનુ મડદુ પડેલુ જોઇને લોકોએ વીચાર્યુ કે આ પાપીષ્ટ શેઠે શી પાળને મારવાને કરેલો પ્રપંચ તેનાજ મોહોતને ફળી ભુત થયો, અરથાં ત તેનુ પાપ તેનેજ ફલ્યુ પછી શીપાળ રાજા શેઠના મડદા પાશે આ

વીને શોક કરવા લાગ્યો.-કહ્યુ છે કે ચંદનના વૃક્ષને કાપવા છતાં આગુ તે શુવાશના આપે છે,—અને કેરડાના ઝાડને પાણી સીચવા છતાં આગુ તેના કાંટા વાગેછે, -અહીયાં શીપાળ રાજાએ પોતાના વડીલની માફક ધવળ શેઠના મૃત્ય કાર્ય કીધાં અને ધવળ શેઠના જે ત્રણ મીત્રો સુબુદ્ધી દાયક હતાં તેઓને શેઠના વાહાણો અને સઘળી લક્ષમી ભળાવી અને શીપાળ રાજા પોતાની ત્રણે સ્ત્રીઓ શહીત વશુપાળ રાજાને ત્યાં રેહેવા લાગ્યો, તીહાં પણ કેટલીક રાજય કુવરીઓ સાથે સ્વયંવર વીગરેમાં જઇને લગન કીધાં તથા એક વખત રાધાવેધ શાધીને પણ એક રાજય કુવરી સાથે લગ્ન કીધુ તીહાં અનેક હાથી ઘોડા સૈન્ય સુભટ અત્યંત રીધી વંત થયો પછી પોતાની સ્ત્રી મયણાં સતી અને પોતાના માતાને મળવાને ઉત્કંઠ થયો થકો સઘળુ સૈન્ય સાથે લઇને ઉજયની નગરી પ્રત્યે આવવાને પ્રાયાણ કીધુ રસ્તામાં આવતા સોપારકપુર નગરના રાજાની કુંવરીને શરપે ડંખવાથી તેને મરી ગયેલી જાણીને રાજા બાળવા લઇ ગયો હતો ત્યાં તેનું ઝેર ઉતારીને શ્રીપાળે તેની સાથે લગ્ન કીધું પછી અનુક્રમે ચાલતાં થકાં ઉજ્યણી નગરીની શીમમાં આવી પહોંચ્યા તેવારે, ઉજયણીના પ્રજાપાળ રાજાએ જાણ્યું કે કોઇ બળવાન રાજા મોટું સૈન્ય લઇને મારૂં રાજ લેવા આવે છે એમ ધારીને પોતાના નગરના દરવાજા બંધ કીધા, ઇહાં શ્રીપાળરાજાએ પોતાનું સઘળું સૈન્ય ઉજયણી નગરીના કોટની ફરતું મુકીને ઘેરો ઘાલ્યો, ત્યાર પછી પોહોર રાત્રીને વીશે શીપાળ રાજા દેવીના પ્રભાવે કરીને પોતે એકલો પોતાની માતાને મલવા ગયો તીહાં જઇ ઘરના બારણા આગળ ગુપ્તપણે ઉભો રહયો, તેવારે પોતાની માતા કમળ પ્રભા મયણાંસતીને કહેછે કે હે વચ્છ, આ નગર આજે પરચક્રે વીંટી લીધું છે માટે હવે શુ થશે, પરંતુ એક મોહોટું દુખ તો એજ છે જે માહારો પુત્ર દેશાંન્તરે ગયોછે તેની હજુ સુધી કાંઇપણ ભાળ આવી નહીં, ને હવે અહીઆં તો ભુડું થવા બેઠું છે--આ રીતનું પોતાની સાસુનું બોલવુ સાંભલીને મયણા સતી તેને કહેવા લાગી કે, માતાજી ધરમના પ્રતાપે સરવે સારૂ

થશે, તમે જરાપણ ખેદ કરશો નહી આજે પ્રભુની ભકિત કરતાં મારા મનને અત્યાનંદની પ્રાપ્તી થઇ હતી તેમજ આજે મારૂં વામ નયન ફરકે છે, જેથી એમ સમજાયછે કે આજ કાલ પ્રાણવલ્લભનો મેલાપ થશે, આ રીતનુ પોતાની પ્રાણપ્રિયા મયણા સતીનુ ભાષણ સાંભળીને કમળપ્રભા કેહેવા લાગી કે હે વચ્છ તાહારી રસના (જીભ) સોનાની છે અને તાહારૂ વચન અમૃત સરખુ મને પ્રમાણ છે એવી વાતો કરે છે તે સાંભળીને તેનું વચન સત્ય કરવા માટે શીપાળ રાજા બારણા આગળ ઉભો થકો બોલ્યો જે "દવાર ઉઘાડો" આવું વચન સાંભળીને કમળપ્રભા કહે જે નીશ્ચય કરીને આ અવાજ સીપાળનોજ જણાય છે, તેવારે મયણાં સતી કહે જે, હે માતાજી સર્વજ્ઞની ભકતીનું ફળ કદી પણ હણાતુ નથી અને એજ પ્રભુની ભકતીમાં દ્રઢ થયેલા જીવોનું ધારયું હમેષાં શીઘ્રજ થાય છે, એમ કહીને કમાડ ઉઘાડયાં તેવારે શીપાળે ઘરમાં આવીને પ્રથમ પોતાની માતાના ચરણ કમળ પ્રત્યે મસ્તક નમાવીને ભકતી સહીત નમસ્કાર કીધો ત્યાર પછી પોતાની સ્ત્રી મયણાં સતીને સ્નેહ વચને સંતોષી ત્રણે જણ અત્યંત આનંદ પામ્યાં તીહાં શીપાળે પોતાનો ટુંક હેવાલ એક કલાક વારમાં કહી સંભળાવ્યો પછી દેવીના પ્રભાવે પોતાની માતને ખભા ઉપર બેસારીને તથા મયણાંને હાથ ઉપર લેઇને શીપાળ પોતાના સૈન્યમાં આવ્યો, તીહાં આવીને પોતાની માતાને એક ઉચા શીહાસન ઉપર બેસારી નમસ્કાર કરી કેહેવા લાગ્યો કે, માતાજી આ સરવે પ્રભાવ ધર્મ અને સત્ય તથા શીળનો છે, વળી તમારી પ્રસનતાના હેતુ થકી આ સરવે રીદ્ધી છે, એમ સાંભળીને શીપાળની આઠે સ્ત્રીઓ પોતાની સાસુને નમસ્કાર કરી પગે પડી, તેવાર પછી પોતાની વડી શોકય શીપાળની પટરાણી, જે મયણાં સતી ત્યાં બેઠી હતી તેને પણ આઠે સ્ત્રીઓ પગે પડી, પછી કમળ પ્રભાએ તથા મયણાંએ આશીસ દીધી તેવાર પછી સરવે જણાં નીદ્રા વશ થયાં--પ્રાતઃકાળે શીપાળ રાજા મયણાં સતીને પુછવા લાગ્યો કે હે પ્રીયા તાહારા પીતાને કેવી રીતે શીક્ષા કરવી. તે વારે મયણાં સતી કેહે જે સ્વામી, પુજય અને પીતાને નમવુ એ

ઘટીત છે, તથાપી ધર્મની અવજ્ઞા કરી આપમતીનો એ મારા પીતા એ ગર્વ કીધો માટે કાંઇ યોગ્ય શીક્ષા તેઓને દેવી ઘટે છે કે જેથી ધર્મની પ્રશંસા થાય માટે ખભા ઉપર કુહાડો લેઇને મારો પીતા અહીયાં આવી નમે તો તેનો ગર્વ ઉતરે, આ રીતનું મયણાં સતીનુ વચન સાંભળીને--શીપાળ રાજાએ પ્રજાપાળ રાજાની પાશે એક દુત મોકલીને. કેહેવરાવ્યુ કે--અમારા રાજા કેહે છે કે જોતુ જીવવાની અને રાજયની આશા રાખતો હોય તો અમારી આજ્ઞા માન્ય કરીને ખભે કુહાડો લેઇને અમારી પાશે આવી નમસ્કાર કર નહી તો યુદ્ધ કરવાને તૈયાર થા, આવી રીતનુ દુતનુ વચન સાંભળીને, પ્રજા પાળ રાજા ક્રોધ કરી કેહેવા લાગ્યો કે અરે તે કોણ છે ને કયા દેશનો રાજા છે તેને હુ ઓળખવાને સમર્થ તો ત્યારેજ થઇ શકે મારૂને તેનુ યુદ્ધ ચાતુર્ય રણાંગણમાં દખાશે ત્યારે, (પ્રજાપાળ રાજા જાણતો નથી કે નગરને ઘેરો ઘાલનાર કોણ છે) પછી તેનો ડાહયો મંત્રી પ્રજાપાળ રાજાને કેહેવા લાગ્યો કે અરે દેવ હમણાં ક્રોધ કરવાનો અવસર નથી, જેની વેળા તેની રક્ષા, સુર્ય આખી શ્રૃષ્ટીમાં પ્રકાસ કરે છે ને દીપક માત્ર ઘરને વીશેજ પ્રકાસ કરેછે,--શીમાડા ઉપર આવીને નગરને ઘેરો ઘાલનાર કોઇ માહા બળવાન અને અશંખ્ય સૈન્યાનો સ્વામી જણાય છે માટે રાજયનું ને તમારૂ પોતુ કુશળ ઇચ્છતા હોયતો આ વખત આ દુતનું વચન માન્ય કરો, યુદ્ધ કરવાથી પરાજય થશે અને ત્યારપછી વધારે પસ્તાવુ પડશે આ રીતની પોતાના પ્રધાનની હીત શીખામણ સાભળી ને પ્રજા પાળ રાજા પોતાને ખભે કુહાડો લઇને શીપાળની સન્મુખ આવવા પોતાના નગરથી બાહેર નીકલ્યો તે જેવારે શીપાળના તબુથી થોડેક વેગળે આવી પોતો તેને આવતો જોઇને શીપાળ રાજા તેની સામે જઇને તેના હાથ માંહેથી કુહાડો દુર નાંખી દીધો અને તેનો હાથ ઝાલીને તંબુમાં લાવી પોતાની જોડે શીહાસન ઉપર બેસારી કુશળતા પુછી એટલે પ્રજાપાળ રાજાએ શીપાળને ઓળખ્યો પછી અત્યંત હર્ષ અને વીસ્મય પામી આમ તેમ જોવા લાગ્યો તેવારે મયણાં સતીએ રાજાની પાસે આવીને કહ્યું કે હે તાત માહારા

કરમે આપ્યો આ વર તમે દીઠો, એ સઘળો કર્મનો ને ધર્મનોજ પ્રતાપ છે, પોતાની પુત્રીનુ કટાક્ષ વચન સાંભળવા છતાં પણ રાજા ખુશી થઇને કેહેવા લાગ્યો કે પુર્વોપારજીત કર્મ જે જીવે જેવા પ્રકારે બાંધેલુ છે તે જીવને તેવાજ પ્રકારનુ ફળ મલે છે—એમાં કોઇથી ફેરફાર થઇ શકતો નથી. એમ કહીને રાજા ફરી કેહેવા લાગ્યો કે હે શીપાળ તમને અગાણીત પુન્યોદયના પ્રભાવીક મે ઓળખ્યા નહી માટે માહારો અપરાધ ક્ષમા કરો, તેવારે શીપાળ બોલ્યો કે એ સઘળો પ્રતાપ ધર્મનો અને શીળનો તથા સત્યાદીક ઉતમ ગુણોજ છે સર્વજ્ઞ પ્રભાત્માની ભકતીનુ એ પ્રત્યક્ષ ફળ છે, ઇત્યાદીક સસરો જમાઇ વાતો કરે છે તેવામાં પ્રજાપાળ રાજાનો સઘળો પરીવાર હરખની ખબર સાંભળીને તીહાં આવી પોતો—જય જય શબ્દો થયો અને માંગળીકનાં વાજાં વાગવા લાગ્યાં, તે વારે સકળ સભા અને રાજયધીકારી પુરૂષોની સન્મુખ બરબર રાજાએ શીપાળને આપેલુ નાટકીયાનુ ટોળુ નાચ કરવાને ઉભુ થયુ. તીહાં કેટલાક પ્રકારે નાટક કરવા પછી એક મધુર સ્વરથી ગાનારી રૂપ કળાવાન નટીને નાટકના ઉપરીએ નાટક કરવાને ઉઠાડવા માંડી તથાપી તે નટી ઉઠે નહી તેને ઘણોજ આગ્રહ કરીને જયારે ઉઠાડી ત્યારે કાંઇ પણ નાટકનો ચાળો નહી કરતાં પ્રથમ નીચે મુજબ એક દુહો બોલી

દુહો

કીહાં માલવ કીહાં શંખપુર, કીહાં બબર કીહાં નટ, શુર સુંદરી
નચાવીયાં દૈવ દલે વીન રટ ॥ ૧ ॥

આ રીતનો દુહો સાંભળીને પ્રજાપાળ રાજા અને તેની રાણી પ્રમુખ સરવે વીચારમાં પડી ચીંતવવા લાગ્યાં કે રખેને આ મારી પુત્રી સુરસુંદરીજ હોયની, એમ ચીંતવે છે એટલામાં તો તે નટી ( સુરસુંદરી )સન્મુખ આવીને પોતાની માતાને ગળે વળગી રોવા લાગી, તેવારે સઘળો પરીવાર વીસ્મય પામ્યો અને તેની માતા સુરસુંદરીને પુછવા લાગી કે હે પુત્રી તાહારી આવી અવસ્થા કેમ થઇ! મે તને અરીમરદન રાજયકુવર સાથે પરણાવી હતી તેમ છતાં તુ આ નાટકીયાન

પાશે શી રીતે આવી? જે હકીકત બની હોય તે કહે, આ રીતે પોતાની માતાનુ પુછવુ થવાથી સુરસુંદરી પોતાની વીતકની વાત સભા સમક્ષ કેહેવા લાગીઃ—

સુરસુંદરી કહે જે હે માતા, જેવારે તમે મને અત્યંત રીધી શહીત અરીમદન સાથે પરણાવી તે વારે હુ મારા ભરથાર સાથે મારા સસરાના શંખપુર નગરની ભાગોળે પોતી પણ તે દીવસે નગરમાં પ્રવેશ કરવાને મારૂ મહુરત નહી હોવાથી અમારી સાથેના ઘણાક માણસોને નગરમાં મોકલ્યા અને જુજ ચાકરોને પાશે રાખી અમે નગરની બાહાર અમારા સસરાના બગીચામાં રાત વાસો રહ્યાં એવામાં મધરાતને સમે લુટારૂ લોકોની એક જબર ટોળીએ અમારી પર ધાડ પાડી તેવારે તમારો જમાઇ મરણના ભયથી મને મુકીને નાશી ગયો અને ધાડપાડુ લોકોએ મને પકડી પોતાની પાલ્યમાં લેઇ ગયા ત્યાં મારૂ શીળ ભંગકરવાને તેઓએ ઘણીક રીતે મારી ઉપર શકતાઇ કરી તથાપી મે તેઓનુ કહ્યુ માન્યુ નહી ત્યારે તે ભીલ લોકોએ મને એક શઠને ત્યાં વેચી, તીહાં પણ તે શઠ મને ઘણી રીતે સમજાવી મારૂ શીળ ભંગકરવાના ઉપાય કીધા તથાપી મે તેનુ કેહેણ માન્ય કરયુ નહી ત્યારે તે શેઠ બબર દેશને વીશે માહા કાળ રાજાના નગરમાં મને એક વેસ્યાને ત્યાં વેચી, તે વેસ્યાએ મને પોતાની જાતનો ધંધો કરવા માટે ઘણીક રીતે શમજાવા તથાપી મે કહ્યુ કે તુ જો મને વધારે આગ્રહ કરીશ તો હુમારો જીવ કહાડી નાખીસ તેવારે વેસ્યા એ જાણ્યુકે આ વગર મોતે મરશે તો ઊલટુ માણુસ ખોઇ બેશીસ એમ વીચારીને તેણીએ મને ગાવા અને નાચવાને શીખવ્યુ. જેથી ગાયન અને નાચ કળામાં હુ વીશેષ પ્રકારે નીપુણ થઇ તે જોઇને માહાકાળ રાજાએ મને વેસ્યા પાશેથી માગી લીધી ત્યાં હુ રાજાના નાટક કારકોની સાથે નાચ ગાયન કરતી રેહેવા લાગી, એમ કેટલાંક વરસ થયાં પછી તે માહાકાળ રાજાની પુત્રી મદનશેના શીપાળને પરણાવી તેની શાથે મને પણ નાટકના ટોળા શહીત આપી તેથી શીપાળની શાથે નાટક કરતી કરતી આજે અહીયાં આવી માત પીતા વીગરે કુંટુબને દેખી દુઃખ સાંભળી આવ્યું. પ્રથમ મયણાંની સ્થીતી

જોઈને મેં અભિમાન કીધો હતો અને આ અવસરે હું તેની દાસપણે રહી, માટે એ શર્વે કરમનાજ વીલાસ છે એમાં કીચીંત માત્રપણ સંશય નથી. મયણાને શીળ અને ધર્મરૂપી કલ્પ વ્રક્ષ શફળ થયો, અને મહારે મીથ્યાભીમાન--ધતુરા સદ્રશ ફલ્યો, અને માહારો તેમજ મારા પીતાજીનો અભીમાન ગલ્યો ઇત્યાદિક સુરસુંદરીએ સ્વનીંદા કીધી અને મયણા સતીના શીળ અને ધર્મની અત્યંત પ્રસંશા કીધી તે સાંભળીને ઘણા લોકો વિસ્મય પામી શીળવ્રત ઉપર દ્રઢ થયા,--તેવાર પછી શ્રીપાળ રાજાએ સુરસુંદરીના ભરથાર અરીમરદનને તેડાવી અંગીક મોત્સ્વ કરી સુરશુંદરી અરીમરદનને સોંપી, સઘળી વીગત જાણીને અરીમરદન રાજકુંવર પણ શીળ પાળવા ઉપર વિશેષ દ્રઢ થયો,—ઇહાં શ્રીપાળ રાજા પોતાના સસરા પ્રજાપાળ રાજાને ત્યાં રહયો થકો પોતાના પીતાનુ રાજ્ય લેવાની સામગરી તૈયાર કરવા લાગ્યો, પ્રથમ ચંપાપુરી નગરીએથી પોતા મતીસાગર નામે પ્રધાનને બોલાવ્યો તેવાર પછી પોતે જે સાતસો દુષ્ટ રોગીની સાથે આવેલ અને તેઓ નીરોગી થયા પછી પોતાને સ્થાનકે ગયા હતા તેઓને પોતાની પાસે બોલાવી યોગ્ય અધીકારી કીધા એરીતે ઉજયની નગરીમાં રેહેતા થકાં એક દીવસ મતીસાગર મંત્રીસ્વર શ્રીપાળને કેહેવા લાગ્યોકે હે રાજન, તમોને રાજ્યગાદીએ બેસાડેલા છતાં તમને મારી નાંખવાનો ઉપાય કરી તમારૂ રાજ્ય તમારા કાકાએ સ્વહસ્ત કીધું છે, તે પોતાનો કાકો છતાં શત્રૂ છે અને શત્રૂને શીક્ષા આપવાને છતી શકતીએ આળસ કરવું એ સુરક્ષત્રીઓને યોગ્ય નથી, કારણ કે પીતુ રાજ્ય સ્વહસ્તથી ગયા છતા તે પાછુ મેળવી શત્રૂને શીક્ષા ન દઇએ તો પોતાના બળ પ્રાક્રમને ખામી લાગે, આ રીતનુ પોતાના મંત્રીનુ બોલવું સાંભળીને શ્રીપાળ રાજા તેને કેહેવા લાગ્યો કે,

**શીપાળ**--હે મતી સાગર તાહારૂ કેહેવુ સત્ય છે તદાપી-પીતાનો જે ભાઇ તે પીતા તુલ્ય છે તેની સાથે સહસા ઘાત લડાઇ કરીને ગોત્ર દ્રોહ કરવો એ મને ઉચીત લાગતુ નથી તોપણ કીરતીને માટે યુદ્ધારંભ કરવાને માહારૂ મન ધાય છે, તથાપી નીતી શાસ્ત્રમાં કહયુ છે

કે, શામ, દીમ, ભેદ, ને ડંડ,—આમ કરતાં જો નહીં માને તો હું યુદ્ધ કરવાને પછાત પડીસ નહીં, પરંતુ સંગ્રામને વીશે અશંખ્ય જીવોનો વધ થતો અટકે એવો કાંઇ ઉપાય કરીએ

**મંત્રી**—હે આર્ય-શીપાળ, ધર્મ અને ન્યાય એ બેનુ ઔષધ તમોએ કહ્યું તે બહુ સારૂં છે, પરંતુ સુર પણ એ યુકત એવા પુરૂષોએ પોતાને અત્યંત અપમાંન કરનારની સામે ધર્મની વાત આડે લાવવી એ યુકત નથી, માટે બહુ બળ યુકત પુરૂષોએ પોતાનુ રાજ્ય શ્રી સ્વહસ્ત કરવાને ઉદયોગ કરવો એ કોઇ રીતે અયોગ્ય નથી-અરથાંત આપણુ રાજ્ય છીનવી લેનારની સામે થવાની જ્યાં શુદ્ધી શકતી ન હોય ત્યાં શુદ્ધી તો મૌન રેહેવુ પણ જયારે ગયુ રાજ્ય સંપાદન કરવાની શકતી થઇ તો શામાટે શત્રૂને હણવામાં સબુર કરવી જોઇએ ? મીંત્રીશ્વરનુ આ રીતનું બોલવુ સાંભળીને શીપાળ રાજા બોલ્યો કે ઠીક છે ત્યારે આપણે યુદ્ધની સામગ્રી તૈયાર કરો પણ યુદ્ધ ભોમીને વીશે પલાયન કરતાં પેહેલા એક સમજુ અને વીચક્ષણ દુતને અજીતશેન રાજા પાશે મોકલો કે તે ત્યાં જઇને તેને સમજાવે પછી શીપાળ અને મતીસાગર મંત્રીના એક મતે એક હુશીયાર દુતને અજીતસેન રાજાની પાશે ચંપાપુરીએ મોકલ્યો તે કેટલેક દીવશે ત્યાં જઇને અજીતશેન રાજાની રાજ્ય સભા મધે દાખલ થઇ કેહેવા લાગ્યોઃ—

**દુત**—હે રાજન અજીતશેન—હુ શીપાળ રાજાનો દુત છું અને મારી સાથે તેણે તમોને કેહેવરાવ્યુ છે તે સાંભળોઃ-બાળક અવસ્થામાં મુકીને મારા પીતા શીહરથ રાજા સ્વર્ગવાશ થયા તેવારે તમોએ મને બાળક જાણી રાજ્ય દુવારી પુરૂષોને ફોડીને પ્રપંચ કરી મારૂં રાજ્ય લીધુ છે-પરંતુ ક્ષત્રીનો એ ધર્મ નથી, કે કપટ કરીને રાજ્ય લેવુ. સુરવીરપણાએ યુદ્ધ કરીને લેવુ તે તો યોગ્ય છે તથાપી હે રાજન હવે શીપાળ રાજા મોહા બળવાન અને અસંખ્ય સૈન્યનનો સ્વામી થયો છે માટે તેનુ રાજ્ય પાછુ આપો જેથી કરી પ્રસ્પર યુદ્ધ કરવુ પડે નહી અને કુટંબ કલેશ પણ ન થાય,—વળી આ સાંપ્રત કાળે તુમે વૃદ્ધ થયા છો જે શીપાળ યુવાવસ્થામાં રાજ્યગાદીને યોગ્ય છે તેને રાજ્ય

આપીને સંતુષ્ટ કરો જેથી તમારી કીરતી ઘટશે નહી,--હે રાજન તમારા અપકૃત્યનો બદલો આપવાને શીપાળના અનેક સુભટો આતુરતા બતાવેછે તથાપી પોતાનો કાકો જાણીને તથા પોતે ધર્મ રૂચીવાળો હોવાથી એકદમ યુદ્ધ કરવાને ઇચ્છતો નથી તથાપી જો તમો નહી માનોતો બહુજ પસ્તાવો થશે,--કારણકે સાંપતકાળે શીપાળરાજા-- જેમ સુર્ય છે તે મેઘરૂપીઆપતીથી નીકલ્યો એટલે પછી પોતાની કાંતીએ અધીક પ્રકાસ પામે છે તેમ સુર્ય જેવા પરીતાપ વાળો શીપાળ રાજા સાંપ્રત કાળે સઘળા શત્રૂઓને જીતવા સારૂ તેજ પુન્ય છે. માટે જો તમો તમારા સર્વ કુટુંબ અને સૈન્યાનુ કલ્યાણ ઇચ્છતા હોતો આજ સુધી તમે પ્રથ્વી ભોગવી ને હવે તે પ્રથ્વી શીપાળને પાછી દેવા સારૂ તમે યોગ્ય છો--આ રીતનુ દુતનુ વચન સાંભળીને અજીતશેન રાજા ક્રોધાતુર થઇને કેહેવા લાગ્યો કેઃ-

અજીતસેન--અહો આ દુત કેવો હુસીઆર છે જે આવી રીતે શતરૂના પ્રાક્રમનુ ઉત્કૃષ્ટ વાર્ણન કરીને અમને ભય પ્રદર્શન કરે છે, પરંતુ શતરૂની સૈન્યાને ભક્ષણ કરવાને સમર્થ એવો માહારો ખડગરૂપ રાક્ષસ તેના(અતીથી) પરોણારૂપ શીપાળ અને તેની સૈન્યા ભક્ષણને યોગ્ય થસે,--માહારા બાહુરૂપ વજ્રથી રખાયલી પ્રથ્વીનુ કોણ હરણ કરનાર છે! આખી પ્રથ્વીને ચુર્ણ કરવાને શકતીમાન એવો હું કયાં અને! અને માત્ર ઇધર ઉધરથી સૈન્ય ને શંપતી એકઠી કરીને ગરવે ચઢેલો તે શ્રીપાળ કયાં? રણાગણને વિશે માહારા પ્રતાપ રૂપી અગ્ની પ્રદીપ્ત થએલી શ્રીપાળ શકળ સૈન્ય સહીત કેમ ભસ્મ ભુત નહી થાય?-- હે દુત જા તારા સ્વામીને કેહે કે તારૂ સૈન્ય લેઇને અતી ઉતાવળે સામો આવ્ય અને હું પણ મારૂ સૈન્ય લેઇને આવુ છુ જયાં સરવેના બળ પ્રાક્રમની પરીક્ષા થશે એમ કહી અજીતશેન રાજાએ દુતને વિદાય કીધો તે દુત પાછો આવી અજીતશેન રાજાએ કહેલી હકીકત શીપાળ રાજાને રાજ્ય સભા મધે કહી સંભળાવી, તેવારે ધીર પુરૂષોમાં અગ્રેશ્વર અને ન્યાય નીતીનો જાણ એવો શીપાળ રાજા કેહેવા લાગ્યો

**શીપાલ** હવન કરેલો અગ્ની, આહુતિદેનાર પુરૂષોને પણ અ

તીશયે કરી બાળતો નથી! અરથાંત બાળે છેજ; તેમ અતિશય ઉ પકાર કરનાર પુરૂષ મત્યે પણ દુષ્ટ બુદ્ધી વાળો; અપકારજ કરે છે, શીહ છે તે સ્વસ્થ બેઠો હોય તો પણ શીયાળીયાઓએ પરાવ કરયો જાય છે શુ! કિંવાક્ષીણ થયલા, ચંદ્રના કીરણોનો ગ્રહોના પ્રકાશે ગ્રાસ કરી શકાય છે શુ તેમજ એ મારા કાકા અજીતશેનથી મને શુ થ વાનુ હતુ વારૂ! સાંપ્રત કાળે કેવળ કૃપાએ કરીને અથવા ગોત્ર દ્રોહ નહી કરવાની ઇચ્છાએ આ અજીતશેન રાજાનો નાશ કરવાને હું અ ત્યંત ઉત્સાહ ધરતો નથી, તેમ છતાં તેનાં અતી ચાણાકનાં વચનો સાંભળીને મારો ક્રોધાગ્ની તેનો યથેચ્છ નાશકરનારો થશે, એ અજીતશે ન રાજા ચાહે તેવો બળનો ને શૈન્યનો ગર્વ કરતો છતાં પણ એને ર ણ ભોમીને વીશે આમત્રણ કરવાને હુ તઇયાર થાઊ છું અને અમારૂ યુદ્ધ ચાતુર્ય તથા બાહુબળ તીહાંજ દેખાશે--માટે હે મંત્રીશ્વર સકળ સૈન્યા તૈયાર કરીને રણસ્થંભનો નાદ કરાવો અને ચંપાપુરી નગરી તરફ મયાણ કરો,--એવું કહીને માહા સભા માંહેથા ત્યાંથી ઉઠીને--- જેની કાંતી ક્રોધે કરી તામ્ર વર્ણ થઇ છે અને હાસ્ય યુકત દેદીપ્યમાન થનારો કેવળ માહા સુર્યજ હોયની એવો શીપાળ રાજા સંગ્રામકરવા ને ઉત્સાહવંત થયો.

અહીઆં શીપાળ રાજાના મતીસાગર નામે પ્રધાને સઘળું સૈન્ય તઇયાર કરી ઉજયની નગરીની બાહાર આણ્યું તેવારે શ્રીપાળ રાજા પાણ હસ્તીની સુંઢ ઉપર બેસીને સૈન્ય મધે આવી પહોંચ્યો ત્યાંથી પ્રયાણ કરતાં કેટલેક દીવસે ચંપાપુરી નગરીની નજીક ઝઇને પડાવ નાંખ્યો તીહાં અજીતસેન રાજાપણ પોતાનુ સૈન્ય લેઇને સામો અંવ્યો તેવાર પછી શ્રાપાળ અને અજીતસેન રાજાનુ સામસામી મહા દારૂણ્ય યુધ્ધ ચાલ્યું તેવારે શ્રીપાળરાજાના સુભટોએ અજીતશેન રાજાના સુભટોને મારી હઠાવ્યા જેથી કેટલાક નાશી ગયા, ને કેટલાક શરણે થયા, એમ અજીતસેનનુ લસ્કર વીખ રાઇ ગયા પછી શ્રીપાળ અને અજીતસેન સામ સામે લઢવા લાગ્યા, તાહાં શ્રીપાળે અજીતસેન રાજાને પકડી લીધો તેવારે અજીતસેન રાજા વિચારવા લાગ્યો કે ધીગસ્તુ હો મુજને જે રાજ્યની લાલચે મે પ્રથમ

તો અકાર્ય કીધું પણપાછળથી દુતનુ વચન નહી માન્યુ તો માહારી આવી દશા થઇ, અરે! આ રાજ્યને શીર આખર તો નરક ગતી કહી છે-- કેમકે જો રાજ્ય પામીને પરોપકાર અને સત્ય ધર્મ નહી શોધતાં સ્ત્રીઓના ભોગમાં અને લક્ષ્મીના લોભમાં લપટાવાથી મરીને નરકને વીષે જીવ જાય છે, માટે આ રાજ્યને હવે કરવું શું--એમ ચીંતવીને શ્રીપાળને કેહેજે તારૂ રાજ્ય સુખેથી કર અને હું તો આ સંસારરૂપી સમુદ્ર તરીને મોક્ષ સંપાદવા માટે મુનીવ્રત અંગીકાર કરૂં છું એમ કહીને પોતે પ્રભુનુ ધ્યાન ધરવા મંડી ગયો, તેવારે શ્રીપાળ રાજા હાથ જોડીને અજીતસેન રાજાને કેહેવા લાગ્યો, કે હે તાત, મા રો અપરાધ ક્ષમા કરીને મને જે કાંઇ કેહેવું ઘટે તે કહો તેવારે અજી તસેન મુની કેહેવા લાગ્યા કે મને રાજ્ય રીધી ઉપર જરાપણ ઇચ્છા નથી ને તું રાજ્ય મેહેલમાં જઇ પ્રજાનુ પાલન કર, અને હમેશાં સત્ય, શીયળ, દયા, ક્ષમા, ઇત્યાદીક ધર્માચરણને એક ક્ષણવાર પણ વીસારીશ નહી, એમ કહી અજીતસેન રાજ્ય રૂપી જંગલની માંહે ચા લી ગયા, અને શ્રીપાળરાજાએ ચંપાપુરી નગરીમાં પ્રવેશ કીધો તે વારે અજીતસેન રાજાના પુત્રને શ્રીપાળે પોતાનુ અરધું રાજ્ય આપીને પોતાના લઘુ બાંધવ તરીકે રાજ્યાભીષેક કીધો ને કોશાંબી નગરેથી ધવળશેઠના પુત્રને તેડાવી તેના બાપનો ઉપકાર સંભારી, તેનાં સઘળાં વહાણ તેને સ્વાધીન કીધાં અને પોતાના રાજ્યમાં ધવળશેઠના પુત્ર ને નગર શેઠની પદવી આપી, રાજ્ય માંહેથી સઘળા કેદીઓને છોડી દીધા, તથા પોતાની હકુમતમાં ઢંઢેરો પીટાવી જણાવ્યું કે કોઇએ ના ના મોટા કોઇ પ્રકારના જીવ જંતુને મારવો નહી અને જે લોકોને ખાવા રેહેવા, વીગરે સાધન ન હોય તેણે રાજ્ય દ્વારે આવી યાચી લેવું---તેમજ રાજ્ય મેહેલ ઉપર એક ધર્મની ધ્વજા બંધાવી સઘળા પ્રકારની અનીતી અન્યાયનો નાશ કીધો, એમ સુખેથી રાજ્ય ચલાવી દાન, પુન્ય, શીળ, દયા, ઇત્યાદીક અનેક પ્રકારે ધરમ કરણી કરીને શ્રીપાળ રાજા મોક્ષ ગામી થયો. આ વારતા વાંચીને સાંપ્રતકાળના રાજા અને રઇયતે ખુબ વિચાર કરવો જોઇએ કે સત્ય, શીળ, દયા, પરો

પકાર, અને ન્યાય નીતીથી કેવા કેવા સબળ વીઘનોનો નાશ થઈને કેવી કેવી ઉત્તમ વસ્તુની પ્રાપ્તી થવા સાથે કીરતી અને સદગતી થાય છે એખુબ ગોખી રાખીને તે મુજબ વરતવાને સર્વે મનુષ્યેએ ધ્યાનમાં લેવુ અવસ્યનું છે.



## કુસંગ અને શુ સુગં ઉપર બે સુડાની વારતા.

સદગુણીની સંગત કરવાથો સદગુણની પ્રાપ્તી થાય છે અને દુરગુણીની સંગત કરવા થકી દુરગુણનો પ્રાપ્તી થાય છે તેમજ સારાની સંગતથી સારા ફળ મળે છે ને નબળાની સંગત થકી યાવત પ્રાણ તજવા પડે છે તે ઉપર પ્રથમ બે સુડાની વારતા અત્રે લખીએ છીએ

### સ્લોક.

**કુસંગા સંગ દોષેણ સાદય વાજાંત્રી વીક્રીયા,**
**એક રાત્રી પ્રસંગેણ; કાષ્ટ ઘંટા વીડંબણા ॥ ૧ ॥**

વસંતપુર પાટણને વિશે કનકકેતુ રાજા રાજ્ય કરે છે તે એકવાર રયવાડીને વિશે બાહાર રમવા ગયો છે તીહાં ઘોડો દોડાવતાં ઘોડો વાએ ભરાણો જેમ જેમ લગામ તાણે તેમ તેમ વધારે નાસે એમ કરતાં રાજા પોતાના સ્વારોથી ઘણો આગળ ગયો તીહાં રાજાને થાક લાગ્યો એટલે લગામ નરમ મુકી તેથી કરી ઘોડો ઉભો રહયો તીહાં અટવી દખી રાજા ચિતવવા લાગ્યો જે સૈનતો કેડે રહ્યું ને હુ એકલો પડયો માટે ઇહાં કાંઇ વસ્તી હોય તીહાં જઇ વીસામો લેઉ એમ ચિંતવે છે એવે તે વન માંહી લોકોને બોલતા સાંભળી વસ્તી જાણી રાજા તીહાં વીસામો લેવા જાય છે એહવે એક ઝાડની ડાળે પાંજરૂ લટકાવેલું છે તે માંહે એક સુડલો છે તે બોલ્યો અરે ધ્યાવો ધ્યાવો કોઇ મોહોટો રાજા જાય છે તેને ઝાલો, બાંધો એહને બાંધશો તો તુમને લાખ સોનઇયા આપશે એહવું સુડલાનું બોલવુ સાંભળીને રાજાને પકડવા સારૂ ભીલ લોકો દોડી આવ્યા તેમને આવતા દખી રાજાએ ઘોડો ખુબ દોડાવીને એક જોજન ભુમી વટાવી એટલે વનને વીશે એક તાપસનો આશ્રવ દીઠો તીહાં અતી મનોહર વા

વાડી માંહે ઉંચા ઝાડને વિષે એક પાંજરા માંહે એક સુડલો બેઠો છે તે સુડલો રાજાને આવતા દેખી બોલ્યો, અરે તાપસજી સામા જાઓ તમારા આશ્રમે મોટા રાજા મહુણા આવે છે તેની શેવા ભકતી કરો સ્નાન ભોજન કરાવો એવુ સુડલાનુ વચન સાંભળી સઘળા તાપસો રાજાના સામા ગયા, રાજાને પોતાના આશ્રમે તેડી આવ્યા સ્નાન મંજન કરાવી ભલાં મીડાં ફળ લાવી આપ્યાં તે રાજાએ ખાધાં, રાજા સંતોષ પામ્યો, સ્વચ્છ થયો તેવાર પછી રાજાએ સુડલાને પુછયું કહો સુડરાજ એક તમારા સરખો સુડલો ભીલની પાળમાં મને દેખી મુજને ઝાલવાનો ઉપાય કરતો હતો અને તુમે મુજને પ્રાહુણાગત કરાવી તેનુ શું કારણ, તેવારે સુડલો બોલ્યો માહારાજ આ કાદંબરી અટવીને વિષે એક મોટો વડ છે તીહાં તે સુડલોને હું બે ભાઇ રહેતા હતા તેનાં અને મારાં માત પિતા પણ એકજ હતાં પણ એક એટલુ વિશેષ જે તેહને પાળનાર ભીલ પરવતને વિશે લઇ ગયા તે માટે તેનુ પરવતસુક નામથયુ અને તેને ભીલના મુખ થકી મારવા કુટવા પ્રમુખની વાણી સાંભળી ઇત્યાદિક ચોરની સંગત થકી તેનામાં માઠા ગુણ નીપજયા અને મુજને તાપસની સંગત થઇ તેથી ભલી વાણી સાંભળતાં એહેવો ગુણ ઉપન્યો માટે હે રાજન એ સરવે ભલા ભુંડાની સંગતનું ફળ જાણવું તે ઇહાં તુમે પ્રત્યક્ષ દીઠું તે સાંભળી રાજા ઘણો ખુશી થયો એ હવે પોતાનો પરીવાર આવી મળયો રાજા પોતાના નગરે કુશળપણે પોહોત્યો એહવુ સંગતનું ફળ જાણી હીણાચારીનો સંગ છોડવો.



**જે માણસનુ આયુષ બળવાન હોય છે અને જેનો ભાગ્યોદય પુન્ય પ્રભાવે કરીને જાગ્ર હોય છે તેને કોઈ પણ મારવા કે તેનુ માંડુ કરવાને સમરથ થતુ નથી- અરથાંત ભાગ્યવંત પુરૂષના પ્રતી પક્ષીઓ યાને દુષ્મનો ચાહે તેવા પ્રતીકુળ કૃત્યો તેની સામે કરે તોપણ પુન્ય પ્રભાવીક પુરૂષને તે અનુકુળજ થાયછે કહ્યું છે કેઃ-**

## શ્લોક

**ભાગ્યં ફળંતી સર્વત્ર, નચ્ચ વીધા, ન પૌરૂષાં;**
**સમુદ્ર મથના લભે; હરી લક્ષ્મી હરે વીષ. ॥ ૧ ॥**

———:0:———

શ્રી ક્રશ્ન અને માહાદેવજી બંનો જણા સમુદ્રનું મથન કરવાને સાથે ગયા છતાં શમુદ્રની અંદરથી શ્રી ક્રશ્નનને લક્ષમીની પ્રાપ્તી થઇ અને માહાદેવજીના હાથમાં ઝેર આવ્યું. માટે સર્વત્ર મનુષ્ય માત્રને યાતો પ્રાણી માત્રને પોતાના ભાગ્યનેજ આધારે સુખ દુઃખની પ્રાપ્તી થાય છે તે ઉપર અત્રે "રણશીહ" નામે રાજકુવરની એક ચમત્કારી વારતા લખીએ છીએઃ—

## રણશીહ કુમારનું ચરીત્ર.

પુર્વે જયપુર નામા નગરને વીષે વીજયશેન નામનો રાજા રાજ્ય કરતો હતો—તેહને—અજયા, અને વીજયા, એવે નામે બે સ્ત્રીઓ હતી, રાજા પોતાની પ્રજાનું યથાસ્થીત પાલન કરતો થકો પોતાની રાજયનીતી ચલાવતો હતો, એક દીવશ તેની વીજ્યા નામની રાણી ગર્ભવંતી થઇ, તેને પાંચ માસ થયા તે વાતની તેની શોકય અજયા રાણીને ખબર પડી, જેથી કરી માહા ખેદ અને શોક કરતી વીચારવા લાગી કે જો માહારી શોકયને પુત્ર થશે તો તે રાજ્ય ગાદીનો વારસ થશે અને વળી તેનું માન પણ વધશે માટે હરેક રીતે એવો ઉપાય કરૂં કે મારી શોકયને જે પુત્ર થાય તે ગાદીએ બેશી શકે નહી કહ્યું છે કે આ વીસ્વમાં સ્ત્રીઓને શોકયના દુઃખ જેવું બીજુ દુઃખ હોતુ નથી અને સદગુણી શીવાય ઘણીક સ્ત્રીઓ શોકયોની ઉપર અનેક પ્રકારની ઇરષા કરેછે

### છપા.

જેના ઘરમાં શોકય કામણ ટુમણ ત્યાં પેશે.
જેના ઘરમાં શોકય, વરતીક વસે તે વાશે;
જેના ઘરમાં શોકય ખોટાં માણસ કંઇ ખાનાં;
જેના ઘરમાં શોકય તેહને છાનાં છપનાં,
જેના ઘરમાં શોકય છે વનીતા આખો દીન વઢી,

સામળ કહે સ્વામી શોકયને સુખે નવ સુએ એક ઘડી ॥૧॥
જેહની પનોતી લખવાર લોઢાની પાયે હોયે,
મંગળ ચોથો મેળ, કઠણ કુ જોગે કહીએ;
બારમો રાહુ બળવંત. દશા પણ રાહુની રોગે;
નવ ગ્રહ નીરબળ નીચ, ભાગ્ય હીણાના ભોગે,
એટલા ગ્રહ જેમ દુઃખ દીયે, કષ્ટ વેઠાવે કાળનું,
સામળ કહે તેથી સત ઘણું, દુઃખ શોકયના સાલનું; ॥ ૨ ॥
હસ્તી શીહને પ્રીત, પ્રીત વાઘને હરણાં;
અજ ગજને પ્રીત, પ્રીત તાપને તરણાં;
ઉંદર બીલીને પ્રીત, પ્રીત મીની ને સ્વાન;
પ્રીત સર્પને નોળ, પ્રીત લગનને ધાંના;
પ્રીત વીપ્રને વરતીઓ, પ્રીત અસુર સુર ચોકનું;
સામળ કહે પ્રીત તેવી સહુ ોછજો સકળ શ્રષ્ટીમાં શોકયનું ॥૩॥
પ્રીત સર્પને ગરૂડ, પ્રીત કાગળ ને પાંણી;
પ્રીત સતી ગુણકાય, તજે તલને તે ઘાંણી,
પ્રીત અગ્નીને નીર, પ્રીત જેમ સાચુ જુઠુ:
પ્રીત તસ્કરને શાહ, પ્રીત રીઝવણને રૂઠયુ;
એમ પ્રીત વેર લક્ષા ગમે, શામળ કહે શુ કહું કથી;
સ્ત્રીઓને વેર આ વીસ્વમાં શોકય સમાન બીજુ નથી ॥૪॥

પોતાની શોકયના પુત્રને પ્રસવ થતા પેહેલા અજયા રાણીએ તેને મારી નાંખવાનો વીચાર કીધો અને પોતાની શોકય જે વીજયા રાણી તેની દાઇયણને બોલાવી ખુબ ધન આપી ને લલચાવી કહ્યું કે જો મારી શોકયને પુત્ર જન્મેતો તે પુત્ર તુરત માહારી પાસે ચુપકીદીથી લેઇ આવજે અને તેને તું એમ કેહેજે કે બાળકતો મુએલો જનમ્યો છે, તેવારે દાઇયણ કહે જે પુત્રને હું તમારી પાસે લાવુ તો ખરી પણ મૃતક બાળક કયાંથી દેખાડુ ત્યારે અજયા રાણી કેહે જે પ્રસ્વ થવાની વખતે એક મૃતક બાળક તુ લાવી મુકજે અને તે મડદુ વીજયા રાણીને બતાવજે કે આ મુએલું બાળક જનમ્યુ છે—

આ રીતે મસલત કરીને પછી તે દાઇયણ પોતાને ઘેર ગઇ તેવાર પ-છી નવ માસ પુર્ણ થએથી વીજયા રાણીને પુત્ર પ્રસવ્યો જે વખત પેલી પાપણી દાઇયણે પોતાની પાસે રાખેલો મૃત્યુક બાળક રાણીને દેખાડી કહ્યું કે બાળકતો મુએલો જનમ્યો છે, તે સાંભળીને રાંણી ઘણીજ દીલગીર થઇ તેવાર પછી પેલી પાપણી દાઇયણ જીવતા બાળકને છુપાવી લઇને અજયા રાણી પાસે આવી સોંપ્યો તેણીએ સારા ભાગ્યે બાળકને પોતાના હાથે મારી નાંખ્યો નહી પણ પોતાની દા-શીને આપીને કહે જે આ બાળકને લેઇને બે ચાર ગાઉ દુર જઇ કોઇ દેખે નહી તે રીતે કુઆમાં નાંખી આવ્ય, પછી દાસી તે પુત્રને જીવતો લઇને જંગલમાં ગઇ, ત્યાં એક કુઓ દેખીને મનમાં વીચાર કરવા લાગી કે, અહો પ્રભુ! આ નીરદોષ બાળકને કુઆમાં નાંખવાથી મને મોહોટુ પાપ લાગશે, વળી વીશેષ દયા લાવીને બાળકની સામે દ્રષ્ટી કરીને વીચારવા લાગી કે અરે! આ પશુને માહારાથી કુ-આમાં કેમ નંખાય? દુષ્ટ રાણીએ મને આ અઘોર પાપ કર્મ કર-વાનું ભળાવ્યું છે તથાપી હુ આ બાળકને કુઆમાં નાખનાર નથી પણ કોઇ સારા માણસને સોંપી દેઉ કે જે તેને ઉછેરીને મોહાટો કરશે, એમ ચીતવીને વળી વીચારવા લાગી કે જો હું આ બાળક કોઇને આપીશ તો રાણીને ખબર પડશે જેથી કરી માહારો જીવ જશે માટે આ કુઆની પાસે કુંડી છે તેની અંદર આ બાળકને મુકુ કે તેને કોઇ જતુ આવતુ દેખીને લેઇ જશે, એમ વીચારીને કુઆની પાસેની કુડીમાં એક વસ્ત્ર બીછાવીને તે ઉપર બાળકને મુકયો અને તેની ઉપર બીજુ વસ્ત્ર ઢાંકયુ, પછી તે દાશીએ રાણી પાસે જઇને કહ્યું કે તમારા હુકમ પ્રમાણે બાળકને કુઆમાં નાંખી આવી, તે સાંભળીને રાણી ખુશી થઇ,

પણે જે કુડીની અંદર દાશીએ બાળકને મુકયો હતો તેની નજીકમાં સરદારપુર નામના ગામનો એક કણબી ગાડુ લેઇને લાકડાં અને ઘાસ લેવા આવેલો તેણે કુંડીની અદર બાળકને રોતો સાંભલ્યો તે સાંભળીને કાણબી કુડીની નજીક આવી જુએ છે તો તુરતનો જનમેલો

બાળક તેની દ્રષ્ટીએ પડયો તેવારે તે કાણબી જાણે ન્યાલજ થઈ ગયો હોય તેટલો હરષ પામીને બાળકને ઉચકી પોતાના ખોળામાં લીધો બાળકનાં ચીન્હો અને તેનું તેજ તથા આકૃતિ વીગેરે જોઇને તે સુદર નામનો કણબી વીચારવા લાગ્યો કે આતો કોઇ દેવતાઇ કુવર જેવો દીસે છે તથાપી આ કુંડીમાં તેને કોણ મુકી ગયું હશે કોઇ દેવતાએ પ્રસન થઇને માહારે માટેજ મુકયો હશે? એમ વીચાર કરતો થકો તે બાળકને પોતાને ઘેર લઇ જઇ પોતાની સ્ત્રીને સોપી કહેવા લાગ્યો કે આપણા મોટા ભાગ્યોદયે કરીને આ બાળક રત્ન વનદેવતાએ પ્રસન્ન થઇને આપણને આપેલો છે આ કોઇ માહા તેજસ્વી પુરૂષ છે માટે તેને ઘણોજ યત્ન કરી સંભાળજે, તેવારે તેની સ્ત્રી કહેજે સ્વામી એકતો આપણે પુત્ર નહોતો તે પુત્ર મળયો અને વળી આવા રૂપ ગુણવાળો ભાગ્યશાળી પુત્ર મળયો માટે હું તેને મારા પ્રાણ કરતાં પણ અધિક રીતે સાચવીશ. પછી તે બાળકને તે સુંદરનામે કણબી અને તેની સ્ત્રી ઘણીજ રીતે સાચવીને યત્ન કરવા લાગ્યાં, રણ માંહથી બાળક હાથ લાગ્યો માટે તેનું નામ રણશીહ કુમાર સ્થાપ્યું.

પણે વીજયારાણીને અત્યુક બાળક પ્રસવ થયાની ખબર સાંભળીને રાજા વીજયસેન ખેદ કરવા લાગ્યો, ને નીસાસો નાંખી કહેવા લાગ્યો કે, અહો માહારે ધર્મ ક્રીયા કરવાને સમયે મોટું વીઘન આવી લાગ્યું. હું ધારતો હતો કે પુત્રને રાજગાદીએ બેસારીને સદાય ધર્મ કરણી પ્રભુભકતીમાં હાજર રહીશ, એવી રીતે શોચ કરે છે તેવામાં પોતાના કોઇ શેવકે રાજાને કહ્યું કે પુત્રને અજયારાણીએ કપટ કરીને મારી નાંખ્યો વિશે મને કેટલોક ખબર મળી છે તે સાંભળી રાજા ઘણોજ સોચ કરીને કેહેવા લાગ્યો કે ધીગસ્તુ હો પાપીણી સ્ત્રી કે જેણે એવા પુત્ર રત્નને મારી નાંખ્યો અને ધીગસ્તુ આ સંસારની મોહ જાળના પ્રપંચને કે જ્હાં અનેક પ્રકારના કપટ છળભેદ વ્યાધિ, વેદના, અનેક પ્રકારના દુઃખનો સમુહ એવા સંસારમાં રહેલા પ્રાણીઓ પોતાના સ્વારથને માટે મનુષ્ય વધ્ધ કરવાને પણ ચુકતા નથી એવો મા

અઘોર કાંતાર જે સંસાર તેને વિશે મોહમાં મુઝાયા એવા સર્વ પ્રાણી ઓને કોહાં પણ સુખ નથી, સંસારમાં એવુ કોઇ સ્થાનક નથી કે જમાં આત્માને શીતલતા થાય, માટે મોક્ષના અભિલાષી જીવોએ આ સંસારમાં રેહેવું યોગ્ય નથી એમ વીચારીને, પોતે, તથા, પોતાની વીજયા નામે રાણી બંન્નો જણે મુનીવ્રત અંગીકાર કીધું અને રાજ્ય ગાદી પોતાના પીતરાઇને સોંપી, પોતે મોક્ષ ગતીનુ સાધન કરવા લાગ્યા,

ઇહાં સુદરનામા કણબીને ઘેર રણશીહ નામા કુંવર બીજના ચંદ્રમાની પેઠે વધવા લાગ્યો અનુક્રમે નવ વરસનો થયો ત્યારે બીજા છોકરાઓની સાથે રાજકુંવરની રમત રમવા લાગ્યો કણબી જાતે સુખી હતો તેથી તેના ઘરમાંથી અનાજ વીગરે ભીક્ષકોને આપવા લાગ્યો રણશીહ કુમારનાં મધુર વચનોએ કરીને લોકો તેની ઉપર ઘણાજ પ્રસન થવા લાગ્યા અને કહેજે અહો આ સુંદર ખેડુત તે કેવો મોટો ભાગ્યવંતકે જેને ઘેર આવો દેવ કુવર સરીખો પુત્ર આપ્યો,--- જેમ જેમ કુવર મોટો થતો ગયો તેમ તેમ ખેતરનુ કામકાજ પણ કરવા લાગ્યો, બીજે ત્રીજે ખેતરમાં જવા લાગ્યો, તીહાં ખેતરની નજીક એક ચીંતામણ નામા યક્ષદેવે રક્ષાણ કરેલું દેવમંદીર હતુ તે મંદીરને વિશે સઘળા ધર્માત્મા લોકો હમેષાં પુંજા કરવાને આવતા, તે દેખીને કુંવર પણ તે દેવ મંદીરમાં દર્શન કરવા ગયો જયારે તે દર્શન કરીને બાહાર નીકળયો તેવામાં એક માહાતમા રૂષી માહારાજને દેખી કુંવરે નમસ્કાર કીધો ત્યારે તે રૂષી માહારાજ કુવરનુ સ્વરૂપ જોઇને પુછયું કે ભાઇ તું આ દેવ મંદીરમાં નીરંતર પુજા કરવા આવે છે! ત્યારે રણશીહ કુમાર કહે જે મારા પીતાની એટલી બધી ગુંજાસનથી કે હુ નીરંતર દેવ પુજા કરી શકું. પછી મુની કહે જે ભાઇ જો તારાથી નીરંતર દેવ પુજા કરવાનુ બને નહી તો એટલોજ નીયમ લે કે નીરંતર સવારમાં દેવનાં દર્શન કરવા પછીભોજન કરવું જેમ કરવાથી તુ ઘણો શુખી અને રીદ્ધીવંત થઇશ, આ રીતનુ રૂષી માહારાજનુ કેહેવુ સાંભળીને રણશીહ કુમાર કેહે જે સાહેબ એ નીયમ કદી પણ ખંડીસ નહી ને હમેષાં આ દેવ મંદીરમાં આવી દેવ દર્સન ક

રવા પછી હુ ભોજન કરીશ, "કહ્યુ છે કે

**શ્લોક.**

**સર્ગ.શ્રૂતાના ઈહ જીવ લોકે, ચત્વારી ચીતે હૃદયે વસંતા. દાનં પ્રસંગો. મધુરાચ વાણી, દેવાર્ચનં, સદ્‌ગુરૂ શેવનંચ, ॥ ૧ ॥**

જે માણસ મનુષ્ય ભવમાં આવીને દાન, દયા, ક્ષમા, શુશીળતા, પરોપકાર, દેવ પુજા, ઇત્યાદીક ધર્મ કરણી કરે છે, તે પ્રાણી સ્વર્ગના સુખનો ભોગી થાય છે, અને જયારે તે સ્વર્ગમાંથી પાછો મનુષ્ય ભવમાં આવે છે ત્યારે તેના અંતઃકરણમાં ચાર વાંના નીરંતર વાસોજ કરી રેહે છે,—દાન, એક બીજુ મધુર વાણી, ત્રીજુ. દેવ પુજા, અને ચોથુ સદગુરૂની શેવા એ ચાર વસ્તુ પ્રત્યે તેને અત્યંત પ્રેમ હોય છે. તે જ રીતે આ રણશીહ કુમાર પણ ચારે કાર્યો કરવાને બહુજ ખંતી થયો, એમ કરતાં નીરંતર પોતાના બાપના ખેત્રની નજીક જે દેવ મંદર હતુ ત્યાં નીરંતર દર્શન કરવા લાગ્યો, કોઇ વખત કામ પ્રશંગ હોય ને બપોર થઇ જાય તો પણ દેવનાં દર્શન કીધા શીવાય ભોજન કરે નહી એવો દ્રઢ નીયમ પાળવા લાગ્યો, આ રીતે રણશીહ કુમારનુ શાહાશીક પણુ જોઇને તે દેવ મંદીરનુ રક્ષણ કરનાર ચીંતામણીનામાં યક્ષે તેના નીયમની દ્રઢતા જોવાનો વીચાર કીધો, પછી બીજે દીવશે બપોરની વખતે રણશીહ કુમાર દેવના દર્શન કરવાને આવ્યો તેવારે તે ચીંતામણી યક્ષ શીહનુ રૂપ કરીને દેવ મંદીરના બારણા વચ્ચે બેઠો તેને દખીને રણશીહ કુમાર ચીતવવા લાગ્યો કે દર્શન કીધા વીનાં મારાથી ભોજન થશે નહી ને આ મંદીરના દરવાજા વચ્ચે તો મોટો શીહ બેઠા છે, તથાપી હુ રણશીહની આગળ એ શીહ શુ વીસાત છે, એમ ચીતવીને પોતાના હાથમા હથીયાર લેઇને તે શીહની સામે થઇ પોતાના પ્રાક્રમ વડે તે શીહને નશાડી મુકયો, અને પોતે મદીરમાં જઇને પ્રભુની સ્તુતી કરી બાહાર નીકલ્યો, બાહાર આવીને પોતાના ખેતરમાં જઇ ભોજન કરવા બેઠો તેવામાં કોઇ માહાત્મા રૂષી પુરૂષોને જતા દેખી પ્રથમ હરષ શાહીત તેઓને ભોજન આપી પોતે

ભોજન કરવા લાગ્યો, અહીંયાં કુવર ભોજન કરી રહયો એટલામાં પેલો ચીતામણી યક્ષ કુવરની સામે પ્રગટ પણે ઉભો રહીને કેહેવા લાગ્યો કે હે ધીરવીર, ધર્મીષ્ટ પુરૂષ તાહારે જે કાંઇ જોઇએ તે તુ માહારી પાશે માગ્ય હુ તાહારી ઉપર ઘણોજ તુષ્ટમાન થયો છુ માટે આ સમયે તારી મરજીમાં આવે તે માગ્ય, યક્ષનુ આ રીતનુ કેહેવુ સાંભળીને રણશીહ કુમાર બોલ્યો કે, આજે તમારો મેળાપ થયો એજ બસ છે—તેવારે તે યક્ષ કેહેવા લાગ્યો કે દેવતાનું વચન પાછુ ન જાય માટે કાંઇકતો માગ્ય, તેવારે કુવર કહે જે જો ખરા ભાવથી આપોતો રાજય આપો, આ રીતનું કુંવરનું માગવુ સાંભળીને તે યક્ષદેવે કહ્યું કે આજથી સાતમે દીવશે રાજય પામીશ, આ રીતનું યક્ષનુ કેહેવુ સાંભળીને કુવર તેને પુછવા લાગ્યો કે સાત દીવશમાં હું શી રીતે રાજય પામીશ?—તેવારે યક્ષ કહે જે, કનકપુર નામે નગરને વીશે કનકશેન નામે રાજા છે તેની કનકમાળા નામે રાણીને કનકવતી નામે કુંવરીછે તેનો સ્વયંવર થાયછે, માટે તુ પણ તે સ્થાનકે જજે અને હું પણ ત્યાં આવીશ પછી હું તને જે જે આશ્ચર્ય દેખાડુ તે દેખજે અને વળી આ જન્માંતરને વીશે તાહારે જે કાઇ કામ પડે તે વખત મને સંભારજે એવું કહીને યક્ષ અદ્રશ થયો તેવાર પછી રણશીહ કુમાર પોતાને ઘેર જઇ એક હળને વીશે બે યુવાન વાછડા જોડીને તેની ઉપર બેશી કનકપુર નગરને વીશે ગયો, તીહાં હળ છોડીને પોતે વેગળો એક જગાએ જઇને બેઠો, તીહાં અનેક રાજકુંવરો વસ્ત્ર ભુષણ સજીને આવેલા છે તેઓને જોવા લાગ્યો કેટલીક વાર પછી તે કનકાવતી નામે રાજકુવરી પણ સોળ સણગાર સજીને રમઝમ કરતી હાથને વીશે વરમાળા લઇને પાંચ દાશીઓ સાથે સ્વયંવરમાં આવી-તેવારે તેની પ્રમુખ દાશીએ કુવરીની સામે સરવે રાજયકુંવરોના રૂપ ગુણનું વરણન કરી એક છેડેથી બીજા છેડા સુધી તેને ફેરવી તથાપી કુવરીએ કોઇપણ રાજકુવરના ગળામાં વરમાળા નાંખી નહી, અને આજુ બાજુ નજર કરીને એક તરફ ખેડુતના વેશે બેઠેલા રણશીહ કુમારની પાસે જઇ તેનાજ ગળામાં વ

રમાળા નાંખી તેવારે સઘળા રાજકુવરો અને રાજા રાણાઓ અતીશે ક્રોધ કરીને કનકશેખર રાજાને કેહેવા લાગ્યા કે જો તારે પોતાની કન્યા હળખેડુને આપવી હતી તો અમને શા માટે તેડાવ્યા અને હળખેડુને કન્યા આપી અમારૂ અપમાન કરયું---તેવારે કનકશેખર રાજા બોલ્યો કે આ સ્વયંવર છે તેની અંદર કુવરીને પશન પડે તેજ વરના ગળામાં વરમાળા નાંખે, કયા વરના ગળામાં વરમાળા નાંખવી એતો કન્યાની મરજી ઉપર છે' અને તેમાં માહારી કુંવરીએ અયુકત શુ કીધુછે તેને મન માને તે વર વરે, આ રીતનું રાજાનું બોલવું સાંભળીને સઘળા રાજપુત્રો રણશીહ કુમારને કેહેવા લાગ્યા કે અરે હળ ખેડુ તારી જાત અને કુળ પગટ કર, જો ક્ષત્રી નહી હોયતો આ કન્યા રત્ન તને લેઈ જવા દેઇશુ નહી, આ રીતનુ તે રાજા રાણાઓનું અયોગ્ય બોલવું સાંભળીને રણશીહ કુમાર તેઓને કેહેવા લાગ્યો કે રે રે દુરભાગ્યો, મારી સામે દ્વેષ કરીને તમે કેમ જીવતા જશો આ કન્યાની સામે દ્રષ્ટી કરનારને હું યમ પુરીએ મોકલવા સમર્થછુ તો કોણ એવો અધમ ક્ષત્રી છે કે તે કન્યા પાછી લેવા સમર્થ થાય! જો માહારા કુળની પરીક્ષા જોવી હોયતો તમે સઘળાઓ એક થઇને માહારી સાથે સંગ્રામ કરો, પછી માહારૂ કુળ અને જાત દેખાશે, કુવરનુ આવુ સખત વચન સાંભળીને સઘળા રાજાઓ પોત પોતાનુ સૈન્ય લેઇને કુવરની સામે યુદ્ધ કરવા તૈયાર થયા, તેવારે રણશીહ કુમાર પણ પોતાના હળ ઉપર બેશીને યક્ષના પભાવે આયુદ્ધ લેઇને તેઓની સામે થયો, ત્યાં યુદ્ધને વીશે ચીતાંમણી યક્ષના પભાવે સઘળા રાજાઓને હરાવ્યા, તે દેખીને સર્વે રાજાઓ તેમજ કનકશેખર રાજા પણ વીસ્મય પામ્યો તેવારે કનકશેખર રાજા ખુશી થઇને કુવર પાસે આવી કેહેવા લાગ્યો કે અહો સુભાગ્યે, તમેતો કોઇ મહાબળવાન અને ઉત્તમ ક્ષત્રી પુત્ર દેખાઓછો, તેમ છતાં આ હળ ઉપર બેશીને કયાંથી આવ્યા, આરીતે રાજાનુ પુછવું સાંભળીને તે ચીંતામણી યક્ષે પગટ થઇને સરવે રાજા રાણાની સન્મુખ રણશીહ કુમારનો સઘળો વ્રતાંત તેના જન્મથી તે છેવટ સુધી કહી સંભળાવ્યો, તેવખતે કનક

શેખર રાજાએ પોતાની કનકાવતી નામે કુવરીને અતી આડંબર સહીત રણશીહકુમારને પરણાવીને એક છત્રાનુ રાજ્ય આપ્યુ, અને સ્વયંવરમાં પધારેલા સઘળા રાજાને આદર સત્કાર કરી શીરપાવ આપી વીદાય કરયા, તેવાર પછી રણશીહ કુમારે પેલા સુદર નામના કણબી અને તેની સ્રીને તેડાવીને તેઓને પુસ્કળ ધન આપ્યુ તથા કણબીને રાજ્યનો કારોબાર સોંપ્યો,--ઇહાં રણશીહ કુમાર કનકાવતી સાથે સંસારનાં સુખ ભોગવતો રેહેવા લાગ્યો, તેવારે કનકશેખર રાજાનો બનેવી શોભાપુર નગરનો પુરસોતમ રાજા હતો તેની રત્નવતી નામની કુવરીએ એવો નીયમ લીધો હતોકે જે વર માહારા મામાની દીકરી કંનકાવતી વરે તેહનેજ મારે વરવું---અહીઆં કનકાવતી રણશીહ કુમાર સાથે પરણી એવાત સાંભળીને તે રત્નાવતીએ નીશ્ચય કર્યો જે પરણું તો આ ભવમાં રણશીહ કુમારનેજ પરણું આરીતનો પોતાની પુત્રીનો નીશ્ચય જોઇને પુરષોતમ રાજાએ રણશીહ કુંમારને તેડવા સારૂ પોતાના પ્રધાનને મોકલ્યો તે રણશીહની પાસે આવીને કેહેવા લાગ્યોકે---તમારા ગુણ સાંભળીને અમારા રાજા પુરષોતમની કુવરી રત્નાવતીએ તમારી સાથે લગ્ન કરવાનો નીશ્ચય કીધોછે માટે તમે શોભાપુર પધારીને કુંવરીની પ્રતીજ્ઞા પુરણ કરો, તેવારે રણશીહ કુમાર કેહેજે એબાબત હમણાં મારાથી જવાબ આપી શકાશે નહી માટે તમે કનકશેખરરાજાને વીનંતી કરો. પછી તે પ્રધાને કનકશેખર રાજાની પાસે જઇને સઘળો વ્રતાંત કહયો તેવારે કનકશેખર રાજાએ વિચારયુ કે માહારી ભાણેજને માહારેજ હાથે પર્ણાવુ એમ વિચારીને રણશીહ કુમારને તેડાવી પોતાના સૈન્ય સુભટો સહિત રાજા કનકશેખરે શોભાપુરી નગર તરફ રણશીહ કુમારને પ્રયાણ કરાવ્યું રસ્તામાં ચાલતા પાડલીખંડ નામનુ નગર આવ્યુ તેના વનને વિષે ચીંતામણી યક્ષનુ દેહેરૂ હતુ ત્યાં પડાવ નાંખ્યો તીહાં રણશીહ કુમાર તે યક્ષના દેવળમાં જઇને પ્રણામ કરી બાહાર આવીને બેઠો એટલામાં કુવરની જમણી આંખ્ય ફરકવા લાગી તેવારે કુવર વીચારવા લાગ્યોકે. આજે કોઇ પ્રિયજનોનો સંજોગ થશે એમ ચીંતવે છે તેટલામાં પાડલીખંડ નામાનગરના રાજા કમળસેનની કમળા

વતી નામે કુવરી પોતાની સુમંગળા નામે દાશીને સાથે લેઇને જક્ષના દેહેરામાં દરશન કરવા આવી. તેણીએ કુવરને દેખી મોહ પામી, અને કુવર પણ તે અપત્સરા જેવી રૂપવાન કન્યાને દેખી મોહીત થયો પછી કુવરી યક્ષના મંદીરમાં જઇને હાથ જોડી જક્ષની સામે પ્રાર્થના કરવા લાગીકે હે યક્ષદેવ જો ભરથાર આપો તો આજે આ તાહારા દેવળની બાહેર બેઠો છે તેજ ભરથાર મને આપ, બીજાનો માહારે ખપ નથી, તેવારે યક્ષ દેવ પ્રશન્ન થઇને બોલ્યો કે હું તને એજ ભરથાર આપુંછું એવું જક્ષનું વચન સાંભળીને કુવરી હરખ પામી પછી રણશીહ કુમારની પાશે પોતાની દાશી મોકલી કુવરનું નામ ઠામ પુછાવ્યું અને તે પછી કુંવરના સામુ જોતી જોતી પોતાની દાશી સહીત રથમાં બેશી પોતાને સ્થાનકે ગઇ, અને કુવર પણ પોતાને ઉતારે આવ્યો પણે કમળાવતી કુવરીએ નીશ્ચય કીધો જે આ જન્માંન્તરે મારે રણશીહ ભરથાર થાઓ અને બીજા સરવે ભાઇ બાપ તુલ્ય છે,—અહીયાં પુરૂશોતમ રાજાના સુભટો કેહવા લાગ્યા કે આ સ્થળે કયાં સુધી પડી રેહેવું છે ચાલો હવે પ્રયાણ કરીએ તેવારે કમળાવતીના મોહમાં લેપાઇ ગયો થકો રણશીહ કુમાર તેઓને કેહવા લાગ્યો કે તમે સઘળા સોમાપુરે જાઓ માહારે અહીયાં કેટલુંક કામ છે તે કરીને આવીશ, પછે પુરૂષોતમ રાજાના સુભટો સોમાપુર નગરે ગયા, અહીયાં કમળાવતીને પરણવા માટે બીજા એક ભીમશેન નામના રાજાનો કુવર જે કમળશેન રાજાનો સેન્યાપતી થયો છે તેણે કમળાવતીને પરણવા માટે તેની દાસીને લાંચ આપીને કમળાવતીને ભોળવવાના ઘણાક ઉપાય કીધા તથાપી કમળાવતી તો તેને મનમાં પણ ઇચ્છે નહી એક દીવશ કમળાવતી યક્ષના દેહેરામાં દરશન કરવા ગઇ તીહાં ભીમશેન રાજાનો કુવર પણ તેની પાછળ પાછળ ગયો કે આજે હું કમળાવતીને રૂબરૂ મળીશ એમ ધારી તે પણ દેહેરા પાશે ગયો. તેને દેહેરાને બારણે બેઠલો કુવરીએ દીઠો તેવારે તેણે પોતાની દાશીને કહ્યું કે દેહેરાને બારણે જે પુરૂષ બેઠોછે તેહને અંદર આવવા દેશો નહી, પછી યક્ષની પુજા કરીને બાહાર નીકળવાની વખતે એક વીદ્યાધરે આપેલી બુટી જે કમળાવતીની પાસે

હતી તે પોતાને કાંને બાંધી એટલે તેનું રૂપ બદલાઇને પુરૂષ જેવું થ યુ તેવારે કુવરી મંદોર માંહેથી બાહાર નીકળીને પોતાને સ્થાનકે ગઇ અહીયાં ભીમશેન રાજાનો કુવર વાટ જોતો બેશી રહયો જે હમણાં જે કમળાવતી આવશે, પણ તે તો પુરૂષના વેશે ચાલી ગઇ હતી પછી તે રાજકુવર દેહેરામાં જઇને જોવા લાગ્યો ત્યાં કુવરીને દીઠી ન હી તેથી નીરાશ થઇને પાછો ગયો, અને કમળાવતીની દાશી પણ રાજ્ય મેહેલમાં ગઇ ત્યાં જઇને કમળાવતીને દેખી પુછવા લાગી કે બઇ તુ અ હીયાં શી રીતે આવી ત્યારે કમળાવતી કેહે જે માહારી પાશે એક એ વી બુટી છે કે તે કાને બાંધવાથી પુરૂષનું રૂપ થઇ જાય તે બુટી કા- ને બાંધીને હુ પુરૂષને વેશે અહીયાં આવી, તેવારે દાશીએ પુછ્યું કે એવી બુટી તમને કીહાંથી મલી, ત્યારે કમળાવતી તે બુટી મલ્યા વીશેનો વૃતાંત પોતાની દાશીને કેહેવા લાગી તે આ પ્રમાણે:

એક દીવશે હું જક્ષના દેહેરામાં દરશન કરવા ગઇ હતી ત્યાંજ તેજ દીવશે એક વીદયાધર પોતાની સ્ત્રી સહીત વૈમાનમાં બેશીને આવ્યો હતો તેવારે તે વીદ્યાધરની સ્ત્રીએ મને દીઠી તેથી કરી મ- નમાં વીચારવા લાગી કે આ કમળાવતી અત્યંત રૂપવાળી છે તેને જો માહારો સ્વામી દેખશે તો મોહીત થઇને પરણશે ને માહારૂ માન ઉતરશે એમ વીચારીને તે વીદ્યાધરીએ પોતાની વીદયાના બળે હુ જાણું નહી તેવી રીતે એક બુટી મારા કાને બાંધી તેના પ્રભાવે કરીને હું પુરૂષના જેવી દેખાઇ, પછી મે પણ ઘેર આવીને અરીસામાં જોયું તો મારૂ રૂપ પુરૂષના જેવું દેખાયું જેથી કરી અરીસામાં મેં મારૂ સ ઘળુ શરીર તપાસ્યુ તપાસતાં તપાસતાં મારા કાને એક બુટી બાંધેલી દીઠી તે મેં છોડી એટલે હું મુળ રૂપે થઇ પછી મેં વીચાર્યું કે આ કોઇ દેવતાએ અથવા વીદયાધરે કાંઇપણ કારણસર મારા કાને બુટી બાંધી છે બુટી મેં મારી પાશે રાખી છે તે જ્યારે જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરૂશું એ રીતે કમળા વતીએ પોતાને બુટી મલ્યા વીશે ની હકીકત કહી

અહીયાં ભીમશેન રાજાના કુંવરે કમળાવતીને પરણવા માટે ઘ-

ણાજ ઉપાય અને પ્રપંચ કીધા પણ કોઇ રીતે તેનું ધારયું થયું નહી, ત્યારે તેણે કમળાવતીના માતા પીતાને ભંભેરીને પોતાને વશ કીધાં એટલે રાજાએ તે ભીમશેન રાજાના કુંવર સાથે કમળાવતીને પરણાવવાનો ઠરાવ કીધો. પછી વીવાહ મંડપ રોપાયો અને પરણવાનો એક દીવશ બાકી રહયો તેવારે કમળાવતી અત્યંત દુઃખ ધરવા લાગી ખાવું પીવું. નીંદ્રા સર્વે તજી બેઠી, પછી રાતને વીશે છાની રીતે યક્ષના મંદીરમાં આવીને યક્ષને કેહેવા લાગી કે હે જક્ષદેવ તે મને રણશીહ કુંમાર જેવો ભરથાર આપવાનું વચન આપેલુ છતાં હજી સુધી પાલ્યુ નહી માટે હું આપઘાત કરૂંછુ એમ કહીને જક્ષના મંદીરથી થોડે વેગળે જઇને એક મોટા ઝાડની ડાળીએ ફાંસો નાંખી પોતાના ગળામાં ઘાલીને કેંહેવા લાગી કે "અરે વનદેવતાઓ માહારૂ વચન સાંભળો, મેં રણશીહ કુમારને પરણવા સારૂ ચીતામણ જક્ષની ઘણી પ્રકારે પુજા ને પ્રાર્થના કરી જેથી તેણે મને વચન આપ્યુ હતુ તે તેણે પાલ્યુ નહી, માટે હું આપઘાત કરીને મરૂંછુ, - અને આ ભવે મને રણશીહ કુમાર ભરથાર ન મલ્યો તો આવતે ભવે મલજો એમ કહીને શાહાશીક પણે ઝાડ ઉપર ચઢી ગળે ફાંસો ઘાલી શરીર લટકતુ મુકયું તેવારે તેની સુમંગળા નામે દાશી રાતની વખતે કમળાવતીને નહી દેખવાથી તેને પગલે પગલે જયાં કમળાવતી ફાંસે લટકી હતી ત્યાં આવી પોતી ને કમળાવતીને લટકતી જોઇને હાય, હાય, કરીને પોકાર કરવા લાગી તેવારે રણસીહ કુમારનો તંબુ ત્યાં નજીકમાં હોવાથી તેઓ દાશીનો કોલાહલ સાંભળીને ત્યાં પોતાના મીત્ર સહીત દોડી આવ્યા પછી તે દાશીએ કમળાવતીના ગળામાંથી ફાંસો કાપી નાખીને તેને વાયરો કરી શચેત કીધી તે વારે રણશીહ કુમાર કમળાવતીને પુછવા લાગ્યો કે હે સુંદરી હે સુભગ્ય તુ કોણ. છે અને શા માટે તાહારે આવુ કામ કરવુ પડયુ ! તેવારે તેની સુમંગળા દાશીએ કહ્યું કે આ કમળાવતી પોતાના મનની સાખે તમને વરી ચુ-

ની છે તેમ જ્યાં તેનો પીતા ભીમશેન રાજાના કુંવર સાથે તેણીને પરણાવવા તૈયાર થયો છે અને તમારો મેળાપ થયો નહી ત્યારે તેણી આપઘાત કરવાનો નીશ્ચય કરીને આ રીતે આદરયું છે,- પછી સુમંગળા દાશી સહીત કમળાવતીને રણશીહ કુમાર પોતાના તંબુમાં લાવ્યો તીહાં ગધર્વ વીવાહ કરીને કુવર કમળાવતીને પરણ્યો તેવાર પછી રણશીહ કુમારે પોતાના સુમીત્રને સ્ત્રીના પેહેરવેશ પેહેરાવીને કમળાવતીની સુમંગળા નામની દાશી સાથે રાજ્ય મેહેલમાં મોકલ્યો, બીજે દીવશે ભીમશેન રાજાનો કુવર કમળાવતીને પરણવા માટે મોહોટા આડંબર શહીત હાથી ઉપર બેશીને આવ્યો તેવારે રાજાના હુકમથી કમળાવતીની દાશીએ સુમીત્રને કમળાવતીની ભ્રાંતીએ શણગાર પેહેરાવી ચોરીમાં બેસાર્યો, વર કંન્યા પરણી રહ્યા પછી ભીમસેન રાજાનો કુવર સુમીત્રને સ્ત્રીના વેશે કમળાવતી જાણીને પોતાને ઘેર લેઇ ગયો તીહાં પોતાની સ્ત્રી જાણી તેને બોલાવવા લાગ્યો પણ સુમીત્ર નીચુ મોઢુ કરીને બેઠો કાંઇ પણ જવાબ આપે નહી પછી ભીમશેન રાજાનો કુવર કામાંતુર થઈને તેના શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યો તેવારે તે પુરૂષ છે એમ તેના જાણવામાં આવ્યુ તેથી પુછવા લાગ્યો કે, અરે તુ કોણછે તે વારે સુમીત્ર બોલ્યો હુ તો તમારી સ્ત્રી છું, ત્યારે તે કુવર બોલ્યો કે તુ કમળાવતી નથી પણ કોઈ પુરૂષ જેવો દખાય છે તે વારે સુમીત્ર કહે અરે પ્રાણનાથ આવુ બોલીને પોતાની કરણી શામાટે પ્રગટ કરો છો, હું તો હમણાં જઈને માહારા માત, પીતા, ને કહીશ જે માહારા અભાગીયા ભરથારનો સ્પર્શ થવાથી હુ સ્ત્રી ફીટીને પુરૂષ થયો, આમ કહીને સુમીત્ર રાતની વખતે એકલો તીહાંથી ચાલીને છેતર પીડી કરી રણશીહ કુમારની પાશે આવ્યો અને ભીમશેન રાજાનો કુવર તો કન્યાની હુશ મુકીને બીચારો ઉલટો પસ્તાવા લાગ્યો કે હાય, હાય, આતે શુ થયુ. અહીયાં ભીમસેન રાજાનો કુવર પશ્ચાતાપ કરતો રહયો અને સુમીત્રે સઘળો વૃતાંત રણશીહ કુમારને

સંભળાવ્યો તે સાંભળીને સરવે હસવાને તાઓટા પાડવા લાગ્યા; અહીયાં ભી મસેન રાજાનો કુંવર જંખવાણો પડયો છતાં કમળાવતીના માતા પીતાની પાશે આવીને પોતાને ઘેર બનેલો વૃતાંત સઘળો કેહેવા લાગ્યો તે સાંભળીને રાજા રા ણી વીગરે તેને કેહવા લાગ્યાં કે અરે મુરખ કાંઇ ઘેહલો થયોછે કે શું કીવા ભુત પીશાચ છે કે શુ જે અસંભવીત બોલે છે—એવુ તે વળી કોઇ કાળે થતુ હશે જે સ્ત્રી ફીટીને પુરૂષ થાય, - એ વાત સંભવતી નથી પણ કોઇ ધુતારો તને ધુતી ગયલો સમજાય છે, એમ કહી રા જાએ ઘણે ઠેકાણે કમળાવતીની ખોળ કરાવી પણ કોઇ ઠેકાણેથી હા થ લાગો નહી. અને રાજા રાણી સુન્ય ચીતે રોવા લાગ્યાં પછી પ્રાતઃકાળે એક માણસે રાજા પાશે આવીને કહ્યું કે, સાહેબ જે વખ તે અહીયાં લગ્ન ક્રીયા થતી હતી ત વખતે કમળાવતીને મે રણશીહ કુમારના તબુમાં દીઠી હતી, અને તીહાં સ્ત્રી ભરતાની પેઠે રણશીહ કુમાર સાથે હાસ્ય વીનોદ કરતાં મે નજરે જોઇ છે, આ વાત સાંભળી ને રાજા ક્રોધ કરીને પોતાના સુભટો તથા ભીમશેન રાજાના કુવરને સાથે લેઇને રણશીહ કુમાર સામે યુદ્ધ કરવા લાગ્યો, તીહાં થોડીજવા રમાં રણશીહ કુવરે ભીમસેન રાજાના કુંવર શહીત પોતાના સસરાને જીવતાં બાંધી લેઇ પોતાને ઉતારે તબુમાં લાવી છુટા કરી યોગ્ય આ સન ઉપર બેસાર્યો. ત્યાં કમળાવતીની સુમગળા નામની દાશીએ રાજાને સઘળી હકીકત કહી સભળાવી અને કમળાવતી પણ રાજા પા શે આવી પગે લાગી, રાજા પોતાના જમાઇનુ કુળ અને પાક્રમ દેખી ઘણોજ ખુશી થયો અને ફરી મોટો મોત્સ્વ કરી કમળાવતી રણશીહ કુમારને પરણા વી તેવાર પછી રણશીહ કુમાર કેટલાક દીવશ તીહાં રહીને પોતાના ન- ગર તરફ પાછો ફરયો, ત્યાં બંને સ્ત્રીઓ સાથે ભોગ વીલાસમાં લુબ્ધ થયો રણશીહ કુમાર કમળાવતી સાથે લગ્ન કરીને સ્વદેશ પાછો ફરયો એ વાતની સોમાપુરીના રાજા પુરૂષોતમની કુવરી રત્નવતીને ખબર પ્રડી તે વારે તે ચીતવવા લાગી જે રણશીહ કુમાર મને પરણવા આવતો હતો તે વચમાં કમળાવતીને પરણ્યો અને વળી પાછો સ્વદેશ ગયો ને હવે તેનીજ સાથે મોહીત થઇને મને સંભારતો પણ નથી માટે કમળાવતી

કોઇ ધુતારી જાણાય છે કે જેણે રણશીહ કુમારને વશ કરી લીધો પ ણ હું જ આરો કે કોઇ મંત્ર જંત્ર કરીને કમળાવતીને કલંક ચઢાવી તેના ઉપરથી રણશીહ કુમારનો મોહ ઉતરાવુ એમ વીચારીને પોતા ની દાશીને કહી એક કામણ ટુમણની કરનારી પ્રપંચબાજ ગંધમુશી આ નામની સ્ત્રીને પોતાની પાસે બોલાવી કહ્યું કે જો તું માહારૂ એક કામ કરે તો દસ હજાર રૂપૈઆની મતા તને આપીશ તેવારે તે ગ ધમુશીઆ કહેજે બાઇ તમારૂ શુ કામ છે જે હોય તે કહો માહારા થી બની આવશે તે કરી આપીશ પછી રત્નવતીએ કહ્યું કે—કમ ળાવતી ઉપર રણશીહ કુમારને અતીશે મોહ લાગ્યે. છે તે હરેક રીતે ઉતરી જાય તેવો ઉપાય કરવો અને જેથી કમળાવતીને કલંકીત કરી રણશીહ કુમાર કાઢી મુકે તેવો ઉપાય કરવો, આ રીતનું રત્નવતી નું કેહવું સાંભળીને તે ગંધમુશીઆએ કબુલ કરયું કે હું તે કામ પાર પાડીસ. પછી તે ગંધમુશીઆ રણશીહ કુમારના નગરમાં ગઇ ત્યાં જઇને રણશીહકુમારની પેહેલી સ્ત્રી કનકાવતી સાથે મેળાપ કી ધો કનકાવતી તે રત્નવતીના મામાની છોકરી થતી હતી,—હવે તે ગં ધમુશીઆ કનકાવતી પાસે નીત નીત નવી નવી વારતાઓ કેહે અને કતોહળ હાસ્ય વીગેરે ગપાટા મારીને રીઝાવે ત્યાં કમળાવતી પણ હમેશાં ભેગી થાય, એમ કરતાં કેટલાક દીવશ વીત્યા પછી કમળાવતી ને પણ તે ગંધમુશીઆનો વીસ્વાસ પડયો પછી એક દીવશે મંત્રના બળે કરી તે પાપણી ગંધમુશીઆએ કમળાવતીના ઓરડામાં પર પુરૂ ષને પેશતો રણશીહ કુમારને દેખાડયો, તથાપી કુવરના મનમાં કાંઇ પણ શંકા ઉપજી નહી, ત્યારે તે પાપણી ગંધમુશીઆએ ઘણીક વખત તેવો ખોટો મનાર રણશીહ કુવરને દેખાડયો, તેવારે રણશીહ કુવરે કમળા વતીને કહ્યું કે તાહરા ઓરડાને વીશે પર પુરૂષોને આવતાં જતાં કેટલા ક દીવશથી હું દેખુ છુ તેવારે કમળાવતી કહે જે સ્વામીનાથ એ વાત હું તો સ્વપ્નામાં પણ જાણતી નથી, તથાપી તમે આવુ પુછોછો એ મારા ક- ર્મનોજ દોષ છે, જે વીના કારણે આ રીતનું તમારી દ્રષ્ટીએ આવે છે એમ કહીને માહા ખેદ સહીત બોલવા લાગી કે હે વીધાતા, અરેરે

પ્રથ્વી તું આ વખત મને જગા આપ કે હું તેમાં સમાઈ જાઉં જે
થી મારે આવું વચન સાંભળવું પડે નહીં, આ રીતનું કમળાવતીનું
બોલવું સાંભળીને રણશીહકુમાર વીચારવા લાગ્યો કે હું જે પુરૂષો દ-
ખુછું તે કોઈ ભુત પીસાચનું કતવ્ય હશે બાકી માહારી સ્ત્રી સર્વથા
એવી નથી આમ વીચારીને તે વાત મનમાં રાખી પણ તેના મનનો
સઘળો વેહેમ ગયો નહીં,—તેવારે તે પાપણી ગંધમુશીઆએ વીચાર્યું
કે હજી સુધી રણશીહકુમારનું મન કમળાવતી ઉપરથી ઉતરયું નથી
માટે કાંઇક બીજો ઉપાય કરૂ એમ ધારીને રણશીહ કુમારને છાંની
રીતે કેહેવા લાગી કે તમે કાંઈ માનતા નથી પણ એ સ્ત્રી અત્યંત વ્ય-
ભીચારી છે કોઇ વખત તમારો જીવ લેશે એમ નીરંતર ભંભેરીને
રણશીહ કુમારનું મન કમળાવતી ઉપરથી તરછટ ઉતારી નંખાવ્યુ.
તેથી રણશીહ કુવર કમળાવતી ઉપર મનમાં બળવા લાગ્યો, પછી લો-
કોના અપવાદથી ડરીને રણશીહ કુવરે મનમાં વીચારયું કે હમણાં ક-
મળાવતીને તેના બાપને ઘેર મોકલુ એમ વીચારીને પોતાના વીસ્વા
સુ પુરૂષોને બોલાવીને કહ્યું કે રથમાં બેસારીને કમળાવતીને તેના
બાપને ઘેર મુકી આવો, તેવારે તે પુરૂષો વીચારવા લાગ્યા કે અચાનક
આવી રીતે કમળાવતીને તેના પીયર મોકલવાનું કારણ શુ હશે પણ
પોતાના રાજાનો હુકમ માન્ય કરયા વીનાં આપણે છુટકો નથી—
એમ વીચારીને તે પુરૂષો કમળાવતીની પાસે જઇને કેહેવા લાગ્યા કે
બાઇ સાહેબ અમુક બાગમાં રણશીહ કુમાર ગયા છે ત્યાં તમને તે-
ડાવ્યાં છે માટે આ રથમાં બેશીને ત્યાં આવો, પછી કમળાવતી રથ
માં બેઠી તેવારે તેની જમાણી આંખ ફરકવા લાગી ત્યારે કમળાવતી
દીર્ઘ નાસાસો નાંખીને ચીંતવવા લાગી કે આજે કાંઈ મોટું વીઘન થ
વા જેવું જણાય છે—એમ અફસોસ કરતી થકી રથમાં બેઠી તેવારે
રથના કોચમીને રથના ઘોડા ઘણા વેગથી ચલાવીને બે કલાકમાં પંદર
વીસ ગાઉ જેટલી જમીન વટાવી તે જોઇને કમળાવતી પેલા સાથે
ના પુરૂષોને પુછવા લાગી કે મારો ભરથાર કયા બગીચામાં ઉતરેલ છે.
આટલા બધા ગાઉ જમીન વટાવી તોપણ બગીચો કેમ દેખાતો નથી

તેવારે તે પુરૂષો ગદ ગદ કંઠે બોલ્યા કે બાઇ બગીચાની વાત તો ખોટીછે પણ રણશીહ કુવરે પ્રપંચ કરીને તમને તમારા બાપને ઘેર મુકવાનું અ મને કહ્યુછે.--આ રીતનુ તે પુરૂષોનુ કેહેવુ સાંભળીને કમળાવતી કેહે જે ઠીકછે જો રાજાએ અવીચારયુ કાર્ય કીધુછે તો આગળ ઉપર તેઓનેજ પસ્તાવો થશે, આ રીતે વાત ચીત કરેછે. એટલામાં પાટલીખડ નગર ના શીમાડો આવ્યો તેવારે કમળાવતીએ રથવાળાને કહ્યુ કે તમે અહીયાંથી પાછા જાઓ અને મને રથમાંથી ઉતરવા દો આટલેથી હું ચાલીને મારા બાપને ઘેર જઈસ, આ રીતનું કમળાવતીનું કેહેવુ સાંભળીને તે રથનો કોચમીન અને સાથેના બે પુરૂષો અત્યંત દીલગીર થઇને બોલવા લાગ્યા કે બાઇ સાહેબ આપ તો સાક્ષાત સતીછો તથાપી રાજાની માઠી આજ્ઞા માનનાર અમે દુરભાગ્ય જીવો કે આ વખત તમને આ જગલમાં લેઇ આવ્યા, તેવારે કમળાવતી કહે જે પોતાના સ્વામીની આજ્ઞા માન્ય કરવી એ નીમક હલાલ શેવકોને ઉચીત છે માટે આમાં તમરો કાંઇપણ દોષ નથી મેં પરભવે કોઇને કુડો આળ દીધો હશે તેનું ફળ મને મલ્યુ છે તે ભોગવવુ પડશેજ,—પણ તમે રણશીહ રાજા પાસે જઇને મારૂ આટલું વચન તેમને કેહેજો કે "આ કામ કયા કુળના પુરૂષોને યોગ્ય કીધુછે" પછી તે રથવાળો કમળાવતીને એક વડના ઝાડ નીચે ઉતારીને આંખમાંથી આંસુ રેડતો પાછો ફરયો;-અહીયાં કમળાવતી પણ માહા ખેદને ધરતી થકી આંખમાંથી આંસુ લાવીને એકલી પોતાની મેળે બોલવા લાગી કે--અરે વિધાતા! નબળુ કામ કરવા છતાં તેનુ ફળ મળે તે તો શેહેલું લાગે, પણ વીના અપાધે ખોટું કલંક લગાવીને ભરથારે કાહાડી મુકી એ દુઃખ કેમ શેહેવાશે! અરે મારી પ્રીય માત આ વખત અહીયાં આવીને તાહારી વાહાલી પુત્રીને દુઃખ રૂપી દાવાનળ માંહે બળતી ઉગાર, અથવા અહીયાં નહીજ આવીશ કારણ કે માહારૂ બોહોળુ દુઃખ જોઇને તાહારૂ રૂદય ફાટશે, અરે પીતાજી હું તમને દુઃખની દેનાર થઈ જેવારે કુવારી હતી તેવારે તમે મારા માટે વરની ચીંતામાં હતા વળી પરણવા ને સમયે તમને મેં બંધાવ્યા હતા, અને આ સમયનું માહારૂ દુઃખસાં

ભળીને વળી વીશેષ દુઃખી થશો, ઇત્યાદીક વીલાપ કરતી છતી વળી ચીંતવવા લાગી કે હું માહારા ભરથારને મન સુશીળ હતી, પણ કોઇ વૈરીએ અથવા ભુત રાક્ષસે કાંઇ ચમત્કાર દેખાડીને માહારા ભરથારનું મન ફેરવેલું હશે, માટે હમણાં મારે પીતાને ઘેર જવું યોગ્ય નથી, માહારી પાસે જે બુટી છે તે કાંને બાંધીને પુરૂષના વેશે અહી યાંજ રેહેવુ યોગ્ય છે, જેથી કરી મારૂં શીળ વ્રત અખંડ પણે સચવાશે,—કહ્યું છે કેઃ—

નીરધનને શીળ તે મોહોટું આભુષણ છે, પર લોકે મોક્ષનું કારણ પણ શીળ છે, જાજવલ્યમાન અગ્ની હોય તે પણ શીળને પ્રભાવે શીતળ થાય છે, અને સમુદ્રમાં ડુબે થકે પણ શીળ પ્રભાવે સ્થળ થાય છે, શીળના પ્રભાવે શર્પ પુષ્પની માળા થાય છે, વાઘ' શીંહ પ્રમુખ ઘાતકી પ્રાંણીઓ શીળ વ્રતી જીવોથી દુર નાસે છે ટુંકામાં પર્મ પવીત્રતાનું કારણ શીળ છે. એમ વીચારીને કમળાવતીએ પોતાને કાને બુટી બાંધીને પુરૂષનો વેશ ધારણ કીધો પછી પાડલીખંડ નગરની નજીક ચક્રધર નામે ગામને વીશે ચક્રધર નામે એક દેવતાનુ મંદીર હતુ ત્યાં બ્રાંહ્મણને વેશે પુજા કરવાને રહી,—

પણે રથવાળાએ કમળાવતીની સઘળી હકીકત રાણુશીહ કુવરને કહી તે સાંભળીને કુવર વીચારવા લાગ્યો કે, કમળાવતી ખરે ખર શીળવંતી છે, તથાપી પેલી દુષ્ટ ગંધમુશીઆએ મને ઉંધું સમજાવેલુ જણાય છે, અરે! મેં વગર વીચારે માહારી પ્રાણ પ્રીયાને ખોટું કલંક દીધુ—હા હા ખોટા કલંકથી અપયશને પામેલી કમળાવતી હવે શું જીવશે? અરે! દૈવ્ય આ મને શું સુજ્યુ—અરે ચંડાળ ગંધમુશીઆએ મને ઈંદ્ર જાળ દેખાડીને ઠગ્યો અને મેં મારી સતી સ્ત્રીની ઉપર કલંક ચઢાવ્યુ હા હા હું અધન્ય અભગ્ય શીરોમણી થયો,—અરે તે ગંધમુશીઆ કયાં ગઇ, એમ કહીને તજવીજ કરાવી ત્યારે તે પાપણી તો કમળાવતી ગઇ તે દીવશે સોમાપુરીએ રત્નવતીની પાસે ગઇ હતી તેથી દીઠામાં આવી નહી.

રાણુશીહ કુમારને ત્યાંથી નીકળીને પેલી ગંધમુશીઆ સ્ત્રીએ સોમા

પુરે રત્નવતીની પાસે જઈને કમળાવતીની સઘળી હકીકત કહી, તે સાં ભળીને રત્નવતી ઘણીજ ખુશી થઈ. ને પોતાના પીતા જે પુરૂશો-તમ રાજા તેને કેહેવા લાગી કે કનકપુરેથી રણશીહ કુમારને તેડાવી મારૂ લગ્ન કરાવો, પછી પુરૂષો-તમ રાજા એ રણશીહ કુમારને તેડવા સા-રૂ પોતાના શેવકોને કનકપુરે મોકલ્યા, તેઓ કનકપુરે આવીનેકનકશેખર રાજાને કેહેવા લાગ્યા કે, રણશીહ કુમારને તમે રત્નવતી સાથે લગ્ન ક રવાને મોકલ્યા હતા તે તો વચમાંથી કમળાવતીને પરણીને પાછા આવ્યા છે, ને પુરૂષો-તમ રાજાતો તેઓની વાટ જોઈને બેઠાછે માટે હવેતો રણશીહ કુમારને સોમાપુરે લગ્ન કરવા માટે મોકલો આ રીતનુ પુરૂષોતમ રાજાના શેવકોનુ કેહેવુ સાંભળીને કનકશેખર રાજાએ રણશીહ કુવરને વધારે આગ્રહ કરીને રત્નવતીને પરણવા સારૂ સોમાપુરે મો કલ્યો, કુવર પ્રયાણ કરતો રસ્તામાં પાડલીખંડ નગરની નજીક આવી ચક્કેશ્વર નામે ગામની ભાગોળે પડાવ નાંખી રહયો, ત્યાં હાં ચક્કેશ્વર દેવતાના મંદીરમાં ગયો જ્યાં કમળાવતીને પુરૂષને વેશે દીઠી તેથી મનમાં વીચારવા લાગ્યો રખેને આ બ્રાહ્મણને વેશે કમળાવતીજ હોયની. અને કમળાવતીએ તો કુવરને દેખીને તુરત ઓળખ્યો, પછી રણશીહ કુવર તે બ્રાહ્મણને કેહેવા લાગ્યો કે આજે તમે અમારે ત્યાં જમવા ચાલો, કમળાવતી પણ બ્રાહ્મણને વેશે કુવરને ઉતારે જમવા ગઈ, ત્યાં જમી રહ્યા પછી રણશીહ કુમાર તેને કેહેવા લાગ્યો કે હે વીપ્ર આજે તમને દેખીને મને અત્યંત પ્રીતીઉ ઉપજે છે ને તુ મને ઘ ણીજ વાહાલો લાગે છે, ત્યારે તે કહે જે સ્વામી ખરી વાત છે કે જે મ ચંદ્રમાની જ્યોત દેખીને ચંદ્રકાંન્તી રત્ન થાય અમ્રૃત ઝરે તેમ જે માણસ સંસારમાં વાહાલુ હોય, તેહને દેખીને પ્રેમ ઉત્પન થાય એ સ્વભાવીક છે—પછી કુવર તેને કેહેવા લાગ્યો કે હે વીપ્ર તાહારી ઉપરમના સ્નેહે કરીને સ્નેહ રૂપી સાંકળે કરી મારૂ મન સાંકલ્યુ છે ને માહારાથી અહીયાં વધારે વખત ટકી શકાય તેમ નથી માટે હાલ તુ મા હારી સાથે ચાલ્ય આવતી વખત હું તને અહીયાં મુકતો જઈશ ત્યા રે તે કહે જે માહારે તો અહીયાં ચક્કેશ્વર દેવતાની પુજા કરવાનુ કા-

મ છે અને વળી હુ કપટ રહીત બ્રહ્મચારી છુ માટે માહારાથી તમારી સાથે અવાશે નહી, તથાપી કુવરે તેને સમજાવાને બ્રાહ્મણને વેશે પોતાની સાથે રાખી, અને હમેષાં તેની સાથે ખાવુ પીવુ સુવા બેસવા ઉઠવાનો પરીચય રાખ્યો, જેથી રણશીહ કુવર નીરંતર કમળાવતીને સંભારે તે સાંભળીને બ્રાહ્મણ કુવરને પુછવા લાગ્યો કે સ્વામી તમે નીરંતર કમળાવતીને સંભારો છો તે એવી તે કેવા રૂપ વાળી ને ગુણવાળી છે કે તેને માટે આટલુ બધુ દુ:ખ ધરો છો, ત્યારે કુવર કહે જે હે વીપ્ર કમળાવતીના ગુણની હુ તને શી વાત કહુ જેને વીધાતાએ સર્વ ગુણ સંપન ઉત્પન કરેલી છે કે તેની બરાબરી હુ કોઇ પણ સ્ત્રીની ઉપમા આપવા કોઇ બીજી સ્ત્રી દેખતો નથી. ને કમળાવતી વીનાં આ બધો સંસાર મને સુનોજ લાગે છે, માત્ર તુજને દેખીને જરા મન વાળવા જેવુ થાય છે, તેવારે તે કહે જે સ્વામી જે બનવાનુ હોય છે તેજ બને છે માટે સત્પુરૂષોએ આટલો બધો સોચ કરવો યોગ્ય નથી એમ વાતો કરતાં સોમાપુર નગરને વીશે આવી પોતાં ત્યાં પુરૂષોતમ રાજાએ કુવરને સામઇયુ કરી વાજતે ગાજતે નગરમાં લેઇ જઇ એક મોટા બંગલામાં ઉતારો આપ્યો પછી બીજે દીવસે મોટા આડંબર શાહીત રત્નવતી સાથે લગન કરાવ્યુ. પછી રાત્રીને વીશે રત્નવતી રણશીહ કુવરને પુછવા લાગી કે, હે પ્રાણનાથ કમળાવતી એવી તે કેવી હતી કે જે મરણ પામી તોપણ તમારૂ ચીત હરી લીધુ છે. ત્મને ઘણા હરષ શાહીત તમે મને પરણવા આવતા હતા તેમ છતાં વચમાંથી પાછા ચાલ્યા? તેવારે કુવર કહે જે કમળાવતી જેવી સ્ત્રીતો આ સંસારમાં મે કોઇ પણ દીઠી નથી, તેનો થોડોક નમુનો હુ તને દેખાડુ એમ કહીને વીનને વેશે કમળાવતી બેઠી હતી તેની સામે આંગળી કરી, ને કુવર બોલ્યો કે તેને મરણ ગયલી જાણીને મે તાહારી સાથે લગ્ન કીધુ છે,- જેમ દુકાળ પડેથી ઘઉં. ચોખા. ન મળે ને કુશકા ખાઇને પેટ ભરીએ તેની પેઠે કમળાવતીના વીયોગથી મેં તાહારી સાથે લગ્ન કીધું છે.—આ રીતનુ કુવરનુ બોલવુ સાંભળીને રત્નવતી જરા તપીને બોલીકે—કમળાવતીને ખોટુ કલંક ચઢા

વનાર હું પોતેજ છું ગંધ્ર મુશીઆને મે પોતેજ મોકલી હતી આ રી તનુ રત્નવતીનુ કેહવુ સાંભળીને રણશીહ કુમાર ઘણોજ ગુસ્સે થઇને આંખો લાલચોળ કરીને કેહવા લાગ્યો કે કમળાવતી માહા સતી છે તેમ છતાં આ રત્નવતીએ તેને ખોટુ કલંક દેવાને પાપી પ્રપંચ રચી મને ઠગ્યો છે એમ કહી બે હાથ ઉંચા કરી બોલવા લાગ્યોઃ—

ફીટ ફીટ ધીગસ્તુ હો સુજને! જેણે આશા દઇને તે પાપણીને મોકલી એહવું દુષ્ટ કર્મ નીપજાવ્યું તેવારે મે પોતાનો આત્મા દુઃખસમુદ્રમાં નાંખ્યો તે સ્ત્રી કરતાં કુતરી પણ ભલી જે ભસ્તીને ખાવાનુ નાંખે તો તેવારે તેહની થાય ને ભસ્તી રહે પણ મહિલા માની સનમાની થકી પણ પોતાની ન થાય એમકહીને વળી કેહેજે હા હા!!! તે મારી પ્રાણપ્રીયા કમળાવતી ખોટા કલંક થકી ચય ખડકીને બળી મુઇ હશે તો હવે મહારે પણ જીવીને શું કરવું એમ કહી પોતાના ચાકરોને બોલાવી કહે જે જાઓ માહારા અવાસને બારણે કાષ્ટ આણીને ચય ખડકો હું કમળાવતીના વીરહે કરી બળી મરૂ એમ કહીને ચય ખડકાવી. સર્વે પરીજને ઘણો સમજાવ્યો તથાપી રાણસીંહકુંવર બળવા ચાલ્યો એ વાત સાંભળીને રાજાએ કહયું એવા કપટની કરનારી નરકની જાનારી અકાર્ય કરનારી ખોટાં કલકની દેનારી એ પાપણી ગંધમુશીયાને કાળે ગધેડે બેસારી માથુ મુડાવી મ્હોડે શાહી ચોપડી નગરને ચારે તરફ ફેરવી નગરથીબહાર કાઢો, પછી રાજાના સુભટે તીમહીજ તે પાપણી ગંધમુશીયાને કીધું નગરના લોકોએ પણ ઘણીજ ધીકારી ફીટ ફીટ કરવા લાગ્યા હવે કુવરને મંત્રીશ્વર પ્રમુખે ઘણો વાર્યો તથાપી મરવાનો નિશ્ચય કરી ચય પાસે આવ્યો હવે રાજા પણ લાજતો થકો ત્યાં આવ્યો લાખો ગમે લોક જોવા મળયા તે કેહેવા લાગ્યો જે સ્ત્રીને સારૂ આ માહા પુરૂષ ચયમાં બળે છે એ ઘણું માઠું થાય છે. એહવે કુંવર પણ સ્નાન કરી ધોળાં વસ્ત્ર પેહેરીને અંગે વીલેપન કરી ફુલની માળા ગળે પેહેરીને કમળાવતી ઉપર મોહીત થયો થકો ચાકરોને કહે જે ચય સળગાવો તેવારે ચાકરોએ ચય સળગાવી પછી કમળાવતી બ્રાહ્મણના વેસે ઉભી છે તેહની પાસે આવી રાજા કહે હે દેવતા તાહારૂ વચન કુંવર ઓલંઘતા ન

થી માટે કાંઇક સમજાવો જેથી તે બળતો રહે ને સાંભળી તે બ્રાહ્મણ કુંવર ને કહે છે હે કુંવર તું ઉત્તમ કુળને વિષે ઉપન્યો થકો એહવું લોક નીંદીત કાર્ય કેમ કરેછે ને વળી તે કહયું હતું જે હું તુજને પાછો ચક્રધર ગામને વિષે પોહોચાડીસ તે તાહારૂ વચન કીમ પાળીશ અને કમળાવતી મુઇ તે ને મળવા સારૂ તું સરવથા મરીશ નહી અને જીવ પોતાને કરમે કરી ને કિહાં કિહાં જાય છે તે કુણ જાણે સંસાર માંહી ચોરાશી લાખ જી વાજોની છે અને જીવની ગતી એક નથી કરમને અનુસારે ગતિ થાય છે બીજુ ભલુ અથવા માંઠુ જે કામ કરીએ તેનો પંડીત હોય તે આગ લો ફળ વિચારે માટે અજાણ્યું કાર્ય કરીએ તેનું સાલ અગામી કાળે બહુજ રહે છે માટે હે પ્રાણ પ્રિય મારૂ કહ્યું માનીને મરશો માં જીવ તો નર સર્વથા મંગળ પામશે અખ્યાન કથા સાંભળે તેહને પંડીત કહિ યે પણ અહુડ થઇ અવિચારયું કામ કરે તેને પંડિત ન કહીએ તે મા ટે માહારી વાત માનીને પોતાનો પ્રાણ રાખશો તો કદાચિત પ્રાણ પ્રિ યા કમળાવતીનો સંજોગ થશે અને મુઢ પણે કરીને પ્રાણ ત્યાગ કરી શો તો તાહારી પ્રાણ પ્રીયાનો સંગમ નકી દુરલભ છે એહવુ વિપ્રનુ વચન સાંભળી કાંઇક આશાનો હરખ થએથી કુવર તેને કહે હે મિત્ર તેં માહારી પ્રાણ પ્રિયા શાક્ષાત દીઠી છે કિવાં કોઇએ જીવતી કહી છે અથવા તાહારા જ્ઞાન બળે કરી જાણે છે જે કમળાવતી જીવતી છે જે માટે હરખ ભેર બળતાં વિચમાં વિઘન કરે છે. તે વારે વીપ્ર કહે અરે કુવર તાહારી પ્રાણ પ્રિયા કમળાવતી વીધાત્રા પાશે છે તે વાત માહારા જ્ઞાને કરી જાણુ છુ માટે જો તું કહે તો મારો આત્મા વિધાત્રા પા શે મોકલી કમળાવતીને તેડી લાવુ તેવારે કુવર કહે હે મિત્ર તે કામ નો વિલંબ નહી કરવો જલદી તેડી લાવો જો એ વાત સાચી થશે અને કમળાવતીને નજરે દેખુ તો તાહારો ઉપગાર માનીશ.તેવારે વિપ્ર ક હે દક્ષિણા વિના વિદ્યા ધ્યાન કીમ સફળ થાય કુવર કહે હે વિપ્ર મારૂ વચન મે તને પુરવે દીધેલુ છે ને હમણાં તો વળી આત્મા દીધો છે તો તેથી બી જી શી દક્ષણા અધીક છે જેણે ધ્યાન શીધ્રી પામીશ તે વારે વિપ્ર કહે સ્વા મી તાહારો જીવ આતમા તાહારી પાશે ચીરંજીવી રહો જેવારે જે માગુ

સે આપે તો કમળાવતીને હમણાંજ તેડી આવુ તેવારે કુવરે કહે મે તુજને વચન દીધુ ઘણુ કેહે શુ થાય, પણ કમળાવતીને જલદી તેડી લાવો તેવારે તે મીય પડદો બંધાવી એકાંત ધ્યાન કરવા લોકને સમજાવવા બેઠો લોક સરવે વિમ કહેવા લાગ્યા જે કમળાવતી મુઈ થકી ઇહાં આવે તો એવિમ જેવો કોઇ જ્ઞાની નથી. એમ વાતા કરવા લાગ્યા ઇહાં તે વિપ્રના રૂપે કમળાવતીએ પોતાના કાનથી સંજીવન બુટી છોટી નાખી એટલે પોતાના મુળ રૂપેસાક્ષાત કમળાવતી પ્રગટ થઇ ઉભી રહી રંભાના રૂપને હરનારી એહવી કમળાવતીને દેખી કુવર કહે દેખો લોકો એ મારી પ્રાણપ્રીયા કમળાવતી એહવુ કહે થકે સરવ લોક કમળાવતીનુ રૂપ લાવણ્ય દેખી કેહેવા લાગ્યા જેમ સોના પાસે પીતળ શોભે તેની પેઠે કમળાવતી આગળરત્નવતી શોભે છે તેથી કરીનેજ કુંવરે રત્નવતી મુકી કમળાવતી સાથે સ્નેહ કીધેલો છે જે માટે સરસ મીઠો શેલડીનો રસ મુકીને કડવો રસ કોણ ચાહે એહવે કમળાવતીને સ્નાન કરાવી દીવ્ય વસ્ત્ર અલંકાર પેહેરાવી પોતાના આવાસ માંહે કુવર લેઇ ગયો તેની સાથે પંચ પ્રકારના વીષય સુખ ભોગવે છે એહવે એક સમે કુંવરે કમળાવતીને પુછ્યુ હે પ્રીય એક વીપ્ર તુજને વીશ્વાત્રા પાસે તેડવા આવ્યો હતો તે તીહાં તે દીઠો હતો તેવારે કમળાવતી કેહે હે પ્રાણનાથ તે હુંજ; પછે બુટીની વાત કહી સંભળાવી તેથી કુવર ઘણો ખુશી થયો પછી એક દીવસ કમળાવતી પોતાના મનમાં ચીંતવે છે જે કુંવર માહારા ઉપર વિશેષ રાગી થયા પણ રત્નવતીને બોલાવતા નથી તેણે લોકમાં માહારો અવગણવાદ બોલાશે અદ્યાપિ એથી તો અપરાધ કીધો તો પણ એહને ઉપગાર કરવો કહ્યુછે કે ઉપગાર કેડે તો ઉપગાર કરવો. એમાં કાંઇ નવાઇ નથી પણ અપરાધ કરનારને ઉપગાર કરવો એ વાતે ભલાઈ છે એમ ચીતવીને કમળવતીએ કુંવર પાસે વચન માગ્યુ તેવારે કુવર કહે માગે તે આપુ ત્યારે કમળાવતી કહે તે માગ્યુ આપોતો જેમ મુજને માનોછો તેમ રત્નવતીને માનો અદ્યાપી તેણે અપરાધ કીધો છે તોએ પણ ખમવો જે તુમેતો ઉત્તમ કુળને વિષે ઉપનેલા છો અને સ્ત્રિતો પ્રાયે નિરદય ઇરશાવંત હોય પો

તાના કામને સારૂ અમાત્ય કરે માટે તેહને માનવી જોઇએ એવી રીતનું કમળાવતીનું વચન સાંભળીને રત્નવતીને પણ બોલાવી પાસે રાખી.

હવે પુરશોતમરાજાની રજા માગી કુંવરે કનકપુર તરફ જવાનું મિયાણું કીધુ તેવારે રત્નવતીના પિતાએ ઘણા દાસ દાશી આભરણ અલંકાર આપી સંતોખી તે પણ માબાપને પગે લાગી વળી રાજાએ કુંવરને પણ હાથી ઘોડા રથ પાયદળ હિરા માણેક મોતી પ્રમુખ પેરામણી આપી પછે ભલા મુરતને દિવસે ચાલ્યા થકા પાડલીખંડ નગરની ભાગોળે આવી ઉતર્યા તેવારે કમળશેન રાજા પણ પોતાની પુત્રીનું અદ્ભુત ચરિત્ર જાણી સામો આવી નગરમાંહી તેડી ગયો કમળાવતીની લક્ષમીની પેઠે અગતસ્વાગત કીધી ત્યાં કમળાવતી પણ પગે લાગી પછી કમળાવતીની માતાએ તેને ખોળામાં બેસારી આંખમાં હર્ષના આંસુ લાવી પુછ્યુ કે હે પુત્રી જેવારે તાહારા ભરથારે તાહારી ઉપર કલંક ચઢાવી કાઢી મુકી તે વારે તુ કીહાં ગઇ હતી અને આટલા દીવસ કયાં રહી, સ્ત્રીને જયારે ભરથાર તરફથી અપમાન મલે છે ત્યારે તેહને પોતાના પીયરનુજ શરણ હોય છે આ રીતનુ પોતાની માતાનુ બોલવુ સાંભળીને કમળાવતી કેહેવા લાગી કે, હે માતા ભરથારનુ અપમાન પામીને હુ તાહારી પાશે નહી આવી તો પણ મે માહારૂ સતી વૃત જરા પણ મલીન કીધુ નથી મે તાહારા કુળને શોભાવ્યુ છે, માટે તે વીશે જરા પણ દીલગીર થઇશ નહી એમ કહી પોતાની સઘળી હકીકત કહી તે સાંભળીને તેની માતા પણ ખુશી થઈ, તેવાર પછી કેટલાક દીવસ ત્યાં રહીને પછી સર્વે જણ કનકપુર નગરે આવી પોતાં તીહાં કનકશેખર રાજાએ મોટા આડંબર શહીત સમાઇયુ કરીને રણશીહ કુવરને નગરમાં પ્રવેશ કરાવ્યો, તે વખત લોકો રણશીહકુવર અને કમળાવતીની પ્રસંસા કરીને ગંધમુશીઆને નીંદવા લાગ્યા,- રણશીહકુવર પોતાની ત્રણે સ્ત્રીયો સહીત કનકપુર નગરમાં સુખ ભોગ ભોગવતો થકો રેહેવા લાગ્યો,

એક દીવશે ચીંતામણી નામનો યક્ષ પ્રગટ થઇને કુવરને કેહેવા લાગ્યો કે હે આર્ય હવે તાહારા બાપનું રાજ્ય સ્વહસ્ત કરીને ત્યાંજ

રેહેવુ તુજને ઉચીત છે, એવું તે યક્ષનું કેહેવુ સાંભળીને રણશીહ કુવ ર પોતાનુ સૈન્ય તૈયાર કરીને, પોતાના બાપની રાજ્યધાની જે વીજ યપુર નગર છે તે તરફ પ્રયાણ કીધુ તેવારે રણશીહ કુમારનો પીત્રા ઈ મહીધર રાજા નગરના દરવાજા બંધ કરી ચારે તરફ ટોપો અને લસ્કર ગોઠવી અંદર રહયો પછી રણશીહ કુવરે યક્ષના પ્રતાપે કરી ને પોતાની સૈન્યા આકાશ મારગે નગરમાં ઉતારવા માંડી તે દખીને મહીધર રાજા નગર માંહેથી નાશી ગયો પછી રણશીહ કુવરે રાજમે લમાં પ્રવેશ કીધો, તેવાર પછી નગર જનો અને રાજ્ય મંડળે એ કઠા થઇને રણશીહ કુવરને રાજ્યા ભીષેક કરી તેના બાપ વીજયશે ન રાજાની ગાદી ઉપર બેસારયો, પછી તે રણશીહ કુવરે સાક્ષાત રા મચંદ્રની પેઠે ન્યાય ચલાવી પોતાની પ્રજાને પાળવા લાગ્યો, અને પોતાના રાજ્ય માંહેથી અન્યાય અને હીશા તથા ચોરી જારી વીગ રે નબળા બનાવોનો જડમાંથી નાશ કીધો એ રીતે પોતાનું રાજ્ય ભો ગવી પરોપકાર કરી તે રણશીહ રાજા પર લોકે પણ ઉતમ ગતીને પ્રાપ્ત થયો.



## રાંક હોય તે પણ રાજા થાય છે તે ઉપર, એક, વાણી ઓ, કોળી, રજપુત અને કણબીની વારતા.

વંસતપુરનામે ગામને વિશે એક, કુબેર નામે વાણીયો, તથા અર જુન નામનો કોળી, અને રામજી નામનો કણબી, એ ત્રણ ભાઇબંધો રેહેતા હતા, પણ તેઓને વેપાર ધંધો કરતાં સુખેથી પોતાના ખાન પાનનો નીરવાહ થાય નહી ત્યારે ત્રણે જણે એકઠા થઇને વીચાર કીધો કે આ ગામમાં આપણું પેટ ભરાતુ નથી માટે પ્રદેશે કમાવા જઇએ એવો વી... કરીને સારો દીવસ જોવરાવીને ત્રણે જણા પ્રદેશે કમાવા નીકલ્યા, તે વખત ગામના દરવાજા બહાર નીકળતાં એક ચુવા ન રજપુત હાથમાં પોતાના માંથાનો ફેટો લેઇને માંથે વીટતો વીટતો સામો મલ્યો તેવારે પેલા ત્રણ જણા તે રજપુત ઉપર ગુસ્સો થયા ને કહેવા લાગ્યા કે આ અભાગીયો ઉઘાડા માંથે દરવાજામાંથી નીકળતાં

સામે મલ્યો માટે આપણને અપશુકન થયા એ વાત સાંભળીને પેલો રજપુત બોલ્યો કે, તમે ત્રણ જણા શાથે નીકલ્યા છો તેજ અપશુકન ને તમે કીહાં જાઓ છો તે તો કહો તેવારે તે ત્રણે જણા બોલ્યા કે અહીઆં ,અમારૂં ગુજરાન થતુ નથી માટે મદેશે કમાવા જઇએ છીએ ત્યારે તે રજપુત કેહેવા લાગ્યો કે, મને પણ મારા ઘરડા માબાપો રોજ હેરાનકરે છે માટે તમે કહોતો હું પણ તમારી સાથે મદેસે આવું અને વળી તમે શુકનમાં ત્રણ જણ છો ને હું ચોથો તમારી સાથે આવીશ તો ચાર જણ થયાથી શુકન પણ સારા થશે એમ કહી પોતે પણ તેમની સાથે થયો, પછી તેઓ ચારે જણ ચાલતા ચાલતા કેટલાંક ગામ વટાવીને એક જંગલમાં આવ્યા ત્યાં શ્રી રામચંદ્રજીનું દેરૂ જોઈને ચારે જણા તેમાં દરશાન કરવા ગયા ત્યાં દરશાન કરીને મથમ વાણીયાએ કહ્યું કે હે દેવ આ દેશાટન કરતાં કરતાં કોઇપણ રાજાની પાસે મને મધાન પદ મલે એવું હું આપની માર્થના કરી માગું છું માટે કૃપા કરીને આપશો, પછી કોળીએ શ્રી રામચંદ્રની પાસે પગીપણું માગ્યું અને કણબીએ મુખીપણું માગ્યું એ રીતે ત્રણ જણાએ માગ્યું ત્યાર પછી રજપુતે દેવની પાસે હાથ જોડીને માગ્યું કે હે મભુ ચાર સ્રીઓ અને એક જીલ્લાનુ રાજ્ય હું આપની પાસે માગુ છું. આ રીતનુ રજપુતનુ માગવુ સાંભળીને પેલા ત્રણે અદેખી કરીને વીચાર કરવા લાગ્યા કે--રસ્તામાંથી આપણી સાથે આવ્યો છે છતાં આપણા બધા કરતાં તેણે વિશેષ માગ્યું માટે આપણે એને મુકીને જતા રહીએ એવો વીચાર કરીને લાગ ધારી તે રજપુતને એકલો મુકીને ત્રણે જણ બીજે રસ્તે ચઢી ગયા, અહીઆં રજપુત એકલો રહયો પછી વાચાર કરવા લાગ્યો કે પેલા ત્રણ જણ ભુલા પડયા હશે એમ ધારીને આમ તેમ થોડીવાર ખોળ કરી પણ તેઓ જણાયા નહી ત્યારે પોતે એકલો ચાલતો ચાલતો રાજપુર નામના નગર મધે આવી પોતો, તીહાં નગરમાં ફરતાં ફરતાં એક નીશાળ કે જયાં મોટા લોકો અને રાજાઓની કન્યાઓ તથા છોકરાઓ ભણવા આવે છે ત્યાં જઇને બેઠો, થોડીક વાર પછી તે નિશાળના મેહેતાજીએ તેને પુછયુ

કે તુ કોણ છે ને આહીયાં કેમ આવ્યો છે ને તારૂ નામ શુ છે ત્યારે તે કહે જે હુ જાતે રજપુતછુ ને માહારૂ નામ અદેશીગ છે દુઃખનો મારયો અહીયાં આવ્યો છુ માટે કોઇ ચાકરીએ રાખે તો રહુ. આ રીતનુ તેનુ કેહેવુ સાંભળીને તે મેહેતાજીએ પોતાની નીશાળમાં તેજ નગરના રાજા ચીત્રશેનની કુવરી ભણવા આવતી હતી તેને કહયુ કે બાઇ આ ગરીબ માણસને નોકર રાખો. બીચારો પરદેશી છે ને તેની પાશે કાંઇ ખાવા પીવાનુ પણ નથી પછી તે ચંદ્રાવતી નામની રાજ્ય કુવરીએ પેલા અદેશીગ રજપુતને નોકર રાખ્યો અને હમેષાં નીશાળે આવી બેશી રેહેવાનો ઠરાવ કીધો, ત્યાં કુવરીનુ કામ કાજ કરે, એ રીતે કેટલાક દીવસ વીત્યા પછી તે રાજ કુવરીને તે નીશાળમાં ભણવા આવનારા એક મોટા ધનાઢ્ય શેઠના છોકરા સાથે પ્રીતી બંધાયલી તેથી આમણ સામણ ચીઠીઓ લખીને પોતે પરણવાનો નીશ્ચય કીધો, પણ એક તરફ રાજાની કુવરી તેથી તેનો બાપ વાણીયા સાથે પરણાવે નહી માટે તેઓએ નગર છોડીને પ્રદેશ જઇ પરણવાનો વીચાર કીધો તે વાત અદેશીગના જાણવામાં આવી, પણ તે કોઇને કેહે નહી પછી એક દીવશ તે ચદ્રાવતી નામે રાજકુવરી એ પેલા શેઠના છોકરાને કહયુ કે આજે હુ મારા બાપના ઘરમાંથી અમુલ્ય દાગીના વીગરે ધન લેઇને રાતે માહારી દાશી શહીત. નગરની બાહાર બગીચામાં કાળીકાના દેહેરામાં જઇને રહીશ અને તમે પણ રાતે ત્યાં આવજો, પછી માહારા રથના ઘોડા ઘણા મજબુત છે તે રાતો રાત એકસો ગાઉ કરતાં પણ વધારે વેગળે નીકળી જઇશુ. એમ કહીને કુવરી પોતાને ઘેર ગઇ ને શેઠનો છોકરો પણ પોતાને ઘેર ગયો પછી સંધ્યાકાળે તે રાજકુવરી પોતાની દાશીને સાથે લેઇને ધન દોલત શહીત રથમાં બેશીને નગરની બાહાર કાળીકાના દેહેરામાં જઇને રહી તેવારે અદેશીગ નામનો રજપુત પેલા શેઠના છોકરાના બાપની પાશે જઇને કેહેવા લાગ્યો કે શેઠજી તમારો છોકરો રાજાની કુવરીને લેઇને નાશી જવાનો છે અને તમારૂ ધન પણ લેઇ જશે એટલુજ નહી પણ તે વાત રાજા જાણશે એટલે તમારૂ ઘરબાર પણ લુ

ટી લેશ માટે ચેતવું હોયતો ચેતજો હવે બે ત્રણ કલાકમાં તે જવાનો છે આ વાત સાંભળીને શેઠતો બીચારો ગભરાયો ને તેજ વખતે પોતાન છોકરાને બોલાવીને કબજે કરયો પછી મધ્યરાત ગઇ તે વખતે રાજ કુવરી અકળાવા લાગી જે હજી સુધી શેઠ કેમ આવ્યા નહી, કાંઇ વીઘન તો પડયુ નહી હોય એ રીતે ચીતા કરે છે એટલામાં અદેશીગ ત્યાં જઇ પોતો ને કાળીકાના દેહેરાનાં કમાડ ઠોકીને કેહેજે ઉઘાડો પછી કુ વરીએ કમાડ ઉઘાડી જોયુતો અદેશીગને દેખી પુછવા લાગી કે શેઠ નો છોકરો હજી સુધી કેમ આવ્યો નહી ત્યારે અદેશીગ કેહે જે એ- ને તો એના બાપે કેદ કરયો છે ને રાજાએ તમારી બોળ કરવા માણસો મોકલ્યા છે માટે અહીયાંથી ઝટ લે- ઇને ઉપડો નહીતો હવે તમને રાજા મારી નાંખશે આ રીતનું અદે- શીગનું બોલવું સાંભળીને ચંદ્રાવતી રથ તૈયાર કરાવીને પોતાની દા- શી સહીત રથમાં બેઠી અને અદેશીગને પણ સાથે લઇ રથ ઉતાવળ થી ચલાવવા માંડયો તે પ્રાતઃકાળ થતાં સુધી ઘણીજ જમીન વટાવી ને એક ગામની ભાગોળે આવી પોતાં ત્યાં એક કુભારના ઘરમાં ઉ- તારો કીધો, પછી અદેશીગને સારા લુગડાં પેહેરવા આપીને ગામમાં થી ભોજન વીગરે સમાન લેવાને મોકલ્યો,—જાતે રજપુત અને યુ વાન તથા રૂપાળો હોવાથી સારાં લુગડાં પેહેરીને ગામમાં ગયો તેને ગામના ઠાકોરે દેખીને પોતાની પાસે બોલાવ્યો ને કુશળતા પુછી ક- હ્યું કે તમે કીહાંથી આવ્યાછો આજેતો અમારે ઘેર ભોજન કરો પ- છી અદેશીગ કેહે જે અમારી સાથે ખટલો છે અમે કાંઇ જેવા તે- વા નથી માટે તમારે ત્યાં જમવાનું બનશે નહી કારણ કે અમારી સા થે જનાનો છે તો કોઇને ત્યાં જમવા જાય નહી, માટે માફ કરો, એ મ કહીને ગામમાંથી ચીજ ભાવ લેઇને ચંદ્રાવતીની પાસે આવ્યો પ- છી દાશીએ ભોજન બનાવ્યુ તે સરવે જણાં જમ્યાં, સંધ્યાકાળ પડી તેવારે ચંદ્રાવતી અને તેની દાશી કુભારના ઘરમાં એક જુદા હાલમાં સુતાં અને અદેશીગતો પોતાનો કામળો ઓઢીને કુભારના ઓટલે સુ- તો,—ગામમાં વાઘનો ભય વધારે હતો ને તે ગામના લોકો વાઘનુ

નામ ગોધો કેહેતા હતા, તેથી તે કુભાર અદેશીગને કેહેવા લાગ્યો કે આ ગામની શીમમાં ગોધાની ઉત્પતી વધારે છે માટે તમે આ ઓટલા ઉપર સુઇ રેહોછો પણ રાતે સંભાળજો - પછી અદેશીગતો ઓટલા ઉપર સુતો અને મધરાત ગઇ તેવે સમે એક મોહોટો વાઘ ફુફાડા મારતો અદેશીગ જયાં સુતો હતો ત્યાં નજીકમાં આવી પોતો તેના ફુફાડા સાંભળીને અદેશીગ ઉઠીને ઉભો થયો ને મોઢેથી બોલવા લાગ્યો કે આ ગામમાં ગોધાનો ભય છતાં આટલી રાતે અહીયાં કોણ આવ્યોછે એમ કહીને આમ તેમ જુએછે તો અંધારામાં સફેત રંગના વાઘને જોઇને તેણે ધારયુ કે આતો કુભારનું ગધેડુ દખાયછે એમ ધારીને તે વાઘના બે કાન પકડયા, એટલે વાઘે જાણ્યું કે આતો કોઇ માહારાથી પણ બળીયો દખાય છે કે ગોધો તે પોતેજ હશે એમ સમજીને વાઘ પણ ચુપ થઇ ગયો ત્યારે અદેશીગતો કુભારનું ગધેડુ જાણીને અંધારે અંધારે દોરડા વતે ચાર પગ બાંધીને ખીલીએ બાંધ્યો ને તે પછી પાછો સુઇ રહ્યો, માતકાળે ગામના લોકોએ જતાં આવતાં વાઘ બાંધેલો જોઇને ગામના ઠાકોરને ખબર કરી કે આપણા ગામના કુભારને ત્યાં કોઇએ વાઘને પકડીને બાંધ્યો છે તે સાંભળીને રાજા ત્યાં જોવા આવ્યો અદેશીગને દખીને રાજા કે હે જે કાલેતો તમે કોઇ અમીર જેવા બનીને આવ્યા હતા ને આજે આ કામળો ઓઢીને કોઇ ચાકર જેવા કેમ જણાઓછો ત્યારે અદેશીગે કહ્યું કે વાઘ પકડવો એ કાંઇ જેવી તેવી વાત નથી માટે વાઘને પકડવા સારૂ મેં માહારો વેશ બદલી નાંખ્યો છે પછી રાજાએ અદેશીગને ખુબ શીરપાવ આપ્યો અને વાઘને સાંકળે બાંધી પોતાના દરબારમાં લેઇ ગયો, તેવાર પછી ચંદ્રાવતી અને અદેશીગ તે ગામમાંથી ઉપડાને કેટલેક દાહાડે ઘણીજ જમીન વટાવીને દેવપુર નામના એક મોહોટા શેહેરને વીશે આવી પોહોત્યાં ત્યાં એક મોહોટુ મકાન ભાડે લઇને ઉતારો કીધો. તીહાં સુખેથી રેહેવા લાગ્યા, શેહેર માંહેથી ચીજ ભાવ વીગેરે લેવા માટે હમેષાં અદેશીગ પોતેજ જવા લાગ્યો, કેટલીક વખત ઘોડા ઉપર બેશીને ફરવા જવા જાય ત્યાં કેટલાક રાજયદ્વારી પુરૂષો

અને મોટા શાહુકારો સાથે તેને પરીચય થયો, એ: બે ચાર માસ વીતી ગયા તેવારે અદશીગ મુળતો રૂપાળો અને જુવાન હોવાથી અને હમેશાં ખોરાક પણ સારો મળવાથી વીશેષ દીપવા લાગ્યો, તેમજ જાતે રજપુત હોવાથી ઘોડા ઉપર બેસવામાં પણ ચાલાક હતો વળી ચંદ્રાવતી તેહને સારાં સારાં વસ્ત્ર પેહેરવા આપે તેથી રાજકુવરોને પણ આંઝી નાંખે તેવો દેખાવા લાગ્યો એમ કરતાં વઈસાખ માસ આવ્યો તેવારે તે નગરનો રાજા રાજ્ય કુટંબ સહીત નગર બાહાર અષ્ય ક્રીડા કરતા હવા ખાવાને જવા લાગ્યો, પછી એક દીવશે ઉજાણી ઠરાવી કે સઘળા રાજકુવરો અમીર ઉમરાવોએ પોત પોતાની સ્ત્રીયો સહીત રાજ્યબાગમાં આવવુ અને તે દીવશે ઘોડા ખેલાવવામાં આવશે માટે સરવે રાજકુવરો તથા અમીર ઉમરાવોએ પોતાના સારામાં સારા ઘોડા ઉપર ચઢીને આવવુ, આ ઉજાણીમાં ચંદ્રાવતીને પણ નોતરૂ દીધું હતુ.

ઉજાણીને દીવશે સઘળી રાજકુરીઓ તથા રાંણીઓ પોતાની દાશીઓ સહીત તથા સઘળા રાજકુવરો અને અમીર ઉમરાવો પણ ઘોડા ઉપર બેશીને રાજ્ય બાગમાં આવી પોહોત્યા તીહાં સ્ત્રીઓએ એક જુદા બંગલામાં ઉતારો કીધો અને રાજકુંવરો ઘોડા બાંધીને શત્રંજી વીગરે રમત ગમતમાં વળગી પડયા તેવે સમયે ચંદ્રાવતીની દાશી તેને કેહેવા લાગી કે બાઈ થોડીવાર પછી સઘળા રાજકુવરો ઘોડા ખેલાવવા માટે તેઓ ઘોડા ઉપર બેશીને બાહાર નીકળશે માટે જેવારે પાછા તેઓ આવે તેવારે સઘળા રાજકુવરો માંહેથી તમારે યોગ્ય વર પશન કરી લેજો, પછી ચંદ્રવતીએ પણ તેમજ કહ્યું કે સઘળા રાજ કુવરો ઘોડા ખેલાવીને પાછા ફરશે તે વખતે આપણે આ મેહેલના ધાબા ઉપર બેશીસુ તેથી સઘળા રાજકુવરોનુ સ્વરૂપ બરાબર દેખાશે તે માંહેથી એક વર હુ પશન કરીશ, —એમ કહીને પોતે ત્યાં બેઠી પછી થોડીક વારે સઘળા રાજકુવરો ને અમીર ઉમરાવો પોત પોતાના ઘોડા ઉપર બેશીને બાહાર નીકલ્યા તેમની સાથે અદશીગ પણ લુગડાં લતાં પેહેરીને ચંદ્રાવતીના ઘોડા ઉપર બેશીને નીકલ્યો રાજકુવરો કેટલેક દુર ગ-

થા પછી ચંદ્રાવતી પોતાની દાશીને લેઇને મેહેલના ધાબા ઉપર ચઢી અને જે તરફથી રાજકુવરો પાછા ફરવાના હતા તે તરફનું મોં કરીને ધાબા ઉપર બેઠી ત્યાર પછી થોડીક વારે સઘળા રાજકુવરો ઘોડા ખેલાવતા ખેલાવતા પાછા ફરયા તેઓ રાજબાગના મેહેલથી પચાશેક વારને છેટે આવી પોતા તેવારે ચંદ્રાવતીની દાશી તેને કેહેવા લાગી કે બાઇ હવે બરાબર શરત રાખો અને મનની શાખે એક વરને પસંદ કરો,—પણ સઘળા રાજકુવરો કરતાં અદેશીગનો ઘોડો ઘણીજ ચાલાકી અને છટાથી આગળ ચાલતો હતો તે વખતને અદેશીગના રૂપ આગળ સઘળા રાજકુવરો અંજાઇ ગયા, અને કોઇ તેને ઓળખી શકે નહી તેવો અદભુત રૂપવંત અને એક ક્ષત્રી પુત્રથી પણ વીશેષ શોભવા લાગ્યો, એ રીતે આવતો જોઇને ચંદ્રાવતી પોતાની દાશીને કેહેવા લાગી કે—જે ઘોડો સરવેથી આગળ આવે છે, અને જેના માથાના વાળ છુટા દેખાય છે તેજ વરને હું વરી ચુકી, તેવારે દાશી કહેજે બાઇ તમે એ શું બોલ્યાં! એ તો આપણો ચાકર અદેશીગ છે ત્યારે ચંદ્રાવતી કહેજે ગમે તે હોય તો પણ જેને હું મોહોડે બોલી મન શાખે વરી ચુકી તેજ મારો ભરથાર થાઓ જે ભાવી ભાવ હોયછે તેજ બનેછે, માટે હવે અન્યબીજો વર હું આ કાયાએતો વરવાની નથી ત્યારે દાશી બોલી કે તે રાજનો ધણી નથી પણ જાતેતો ક્ષત્રી રજપુત છે, વળી યુવાન અને રૂપવાન પણ છે તેમ છતાં ધનવંત નથીતો તમારી પાસે શી કમી છે એમ કહીને બને જણ એક મત થયાં ત્યાર પછી સરવે જણ જમીને પોત પોતાને સ્થાનકે ગયા અને ચંદ્રાવતી તથા અદેશીગ પણ પોતાને ઉતારે આવ્યાં પછી ચંદ્રાવતીની દાશી અને અદેશીગને કેહેવા લાગી કે આજ તમારો ભાગ્યોદય વીશેષ થયો જે ચંદ્રાવતીએ તમારી સાથે લગન કરવાનો નીશ્ચય કીધો છે માટે તમે તેની સાથે લગન કરો એમ કહી તેજ મેહેલની અંદર ચંદ્રાવતીની દાશીએ ગાંધર્વ વીવાહ કરીને સંયાકાળે ચંદ્રાવતીને અદેશીગ સાથે પરણાવી પછી બંને જણ એકાંત સ્થળમાં ગયા ત્યાં થોડીક વાર થવા પછી ચંદ્રાવતીએ પોતાના કાન માંહેલો એક અમુલ્ય કાપ દીઠો નહી તેથી જરા ઉદાશ થઇ; તેણે દેખીને અદેશીગ બોલ્યો કે આ-

ને હરખના સમયે તાહારૂ મોં એકદમ ઉતરી ગયલુ કેમ દેખાય છે તે વારે ચંદ્રાવતી કેહે ને આજે રાજબાગમાં ને મેહેલની અંદર હું બેઠી હતી ત્યાં આગળ આવેલી રાજકુંવરીઓએ માહારા કાનમાં પેહેરેલો કાપ જોવા માટે લીધો હતો તે કાપ હું ત્યાંને ત્યાં ભુલી ગઇ હુ તે હમણાંજ કાને હાથ નાંખવા પછી સાંભળી આવ્યો, માટે માહારૂ ચીત જરા ઉદાશ થયુ છે તેવારે અદેશીગ બોલ્યો કે હે મીયા તાહારો કાપ હમણાં ને હમણાં રાજબાગમાં જઇને લઇ આવુછુ તુ જરા પણ ઉદાશ થઇશ નહી તેવારે ચંદ્રાવતી કેહે કાપ ગયોતો ખેર પણ અત્યારે મધરાતે હુ તમને રાજબાગમાં જવા દેઇશ નહી, આ રીતે કેહેવા છતાં પણ પોતાની પ્રાણ પ્રીયાને શાહયતા ઉપજાવવા માટે અદેશીગ હાથમાં તલવાર લેઇને પગે ચાલી મધરાતે રાજબાગ તરફ ગયો, ત્યાં બાગની નજીક એક શીવમંદીરની નજીક પોહચો તેવામાં એક મોહોટો ઝેરી નાગ દોડતાં આવીને અદેશીગને કરડયો કે થોડીજ વારમાં તે મૃત્યુ તુલ્ય થઇને જમીન ઉપર પડયો—તેવામાં એજ નગરના રાજાના ભાયાતની એક યુવાન કુંવરી પોતાને યોગ્ય વરની પ્રાપ્તી થવા માટે માહાદેવજીની શેવા કરવાને હમેશાં મધરાતે આવતી હતી તે ત્યાં આવી પોહોતી તેણીએ અદેશીગને મડદા તુલ્ય પડેલો રૂપવંત અને યુવાન તથા ઢાલ તરવાર સહીત ક્ષત્રી પુત્ર દેખીને માહાદેવજીની પ્રાર્થના કરી કે હે શીવ હું ઘણા દીવસથી વર મેળવવા માટે તમારી પ્રાર્થના ને શેવા કરૂછુ તોપણ માહારી ઇચ્છા આપે પુરણ કરી નહી તથાપી આજે જો માહારી ઇચ્છા પુરણ નહી કરોતો હુ નીશ્ચય કરીને આપઘાત કરીશ નહીતો આજે આપના મંદીર નજીક એક ક્ષત્રી પુત્ર મડદુ થઇને પડયો છે તેજ વરને સજીવન કરીને મને આપો, ઇત્યાદીક શીવની સ્તુતી કરવાથી શીવજીએ પ્રશન થઇને અદેશીગને જળ છાંટયુ એટલે તેનું ઝેર ઉતરી ગયુ પછી તે ઉઠીને ઉભો થઇ ચાલવા લાગ્યો તે છેક રાજબાગના મેહેલમાં ગયો ત્યાં તે કન્યા પણ તેની સાથે ગઇ પછી ચંદ્રવતીએ કહેલા ઠેકાણે જઇને અદશીગે જોયુતો કાપ, જેમનો તેમ દેખીને પોતે લીધો

તે લઈને પોતાના ઉતારા તરફ ચાલવા લાગ્યો
રે પેલી રાજ્ય કંન્યા તેનો હાથ ઝાલીને કહેવા લાગી કે પ્રાણનાથ
હવે ક્યાં જાઓછો મેં તમને જીવતા કરીને ભરથાર તરીકે માન્ય
કીધા છે માટે ચાલો માહારા પીતાની પાશે કે જ્યાં તમારી સાથે મા-
ફકવીધી પુર્વક લગ્ન કરાવે, અદેશીંગ કહે હું કદી પણ તાહારી સાથે
આવનાર નથી એમ કહી પોતાના ઊતારા તરફ ચાલવા લાગ્યો નેતે કંન્યા
પણ તેનીજ સાથે ચાલી અદેશીંગને ઉતારે ગઈ ત્યાં ચંદ્રાવતી કહેજે
આ લફરૂ ક્યાંથી લાવ્યા, ત્યારે તે કંન્યા બોલી કે મેં તેને જીવતો
કરેલો છે માટે એતો માહારો ભરથાર થઇ ચુકયો છે હવે તેમની ઉપર
તાહારૂ ચાલનાર નથી, આ રીતે તકરાર કરતાં પ્રાતઃકાળ થયો અને
બંને સ્રીયો વચ્ચે ઝઘડો ઉઠયો તેવારે પેલી કન્યાના માત પીતાએ કોટ
વાળને બોલાવી અદેશીગને રાજ્ય દવારે બોલાવ્યો ત્યારે રાજાના પ્ર
ધાને અદેશીગને પોતાને ઘેર બોલાવી કહ્યું કે આ કંન્યા સાથે તમે
લગ્ન કરો અદેશીંગ કહે માહારી સ્રી ચંદ્રાવતીને પુછ્યા શીવાય માહા
રાથી તેની સાથે લગ્ન થશે નહી પછી પ્રધાને ઘણી સારી રીતે સમ
જાવ્યો પણ અદેશીંગ સમજે નહી, ત્યારે પ્રધાને તેને પોતાના દીવાન
ખાનામાં મેડા ઉપર બેસારયો, તીહાં અદેશીંગ ગભરાવવા લાગ્યો ને
ચંદ્રવતી પાસે નાશી જવાના રસ્તા ખોળવા લાગ્યો, ચારે તરફ રસ્તો
ખોળવા લાગ્યો પણ કોઇ રીતે બાહાર નીકળવાની જગ્યા મળી નહી
ત્યારે દીવાનખાનાની ડાબી બાજુએ એક બારીમાં થુકવા ગયો ત્યાં
નીચે બગીચો દીઠો અને બારી નજીક એક દ્રાક્ષનો માંડવો દીઠો
ત્યારે તેણે વીચાર કીધો કે આ બારીએથી કુદીને દ્રાક્ષના માંડવા પ-
ર થઇ નાશીને ચંદ્રવતીની પાશે જાઉ એમ વીચારીને ફરી બીજીવાર
થુકવાનુ ચીન્હ કરીને બારી પાશે આવી એકદમ કુદકો મારી દ્રાક્ષના
માંડવા ઉપર પડયો, એવે સમે તેજ પ્રધાનની કુવરી તે દ્રાક્ષના માંડ
વા નીચે ત્રણ વરષથી એવોજ નીયમ લેઇને રહી હતી કે જે વર આ
કાશથી પડે તેજ વરની સાથે મારે લગ્ન કરવુ.—તેથી અદેશીંગને જોઇ
ને તેનો હાથ ઝાલી ઉભો રાખ્યો, અને બોલવા લાગી

કે આજે ત્રણ વરસ થયાં હુ આપની વાટ જોઇને આ બગીચામાં રહી છુ તથાપી આજ માહારો પુર્ણ રીતે ભાગ્યોદય થયો જે અચાનક આપનો સજોગ થયો,—પણ અદેશીગે કુદકો મારેયાની વાત સાંભળીને પ્રધાન વીગરે પુરૂષો દોડી આવ્યા ને જુએ છે તો અદેશીગની સાથે પ્રધાને પોતાની પુત્રીને ઉભેલી દીઠી તેથી તે પણ ખુશી થયો—અહીયાં બંને કન્યાઓ વચેની તકરારમાં આ ત્રીજી તકરાર ઉભી થઈ તેવારે તે કન્યાઓ સહીત પ્રધાન રાજા પાશે ન્યાય કરાવવા ગયો, ત્યાં અદેશીગનુ રૂપ અને યુવા વસ્થા તથા આકૃતી જોઇને રાજાએ વીચારયું કે માહારી પુત્રી સતર વરસની થઇ છે તેહને યોગ્ય વર હજી સુધી મલ્યો નહી પણ આજે આ વર તેને યોગ્ય દખાય છે એમ વીચારીને રાજાએ અદેશીગને પોતાની જોડે ખુરશી ઉપર બેસારયો અને પોતાના શેવકો તથા દાશીઓની સાથે એક પાલખી મોકલીને ચંદ્રાવતીને પોતાની પાશે તેડાવી તે આવી ત્યારે રાજા રાણી તેને કેહેવા લાગ્યાં કે હે પુત્રી તુ પણ અમારી પુત્રી છે અને આ ભાગ્યવાન અદેશીગની તુ પટરાણી છે તથાપી અમે તાહારી પાશે પ્રાર્થના કરીએ છીએ કે આ ત્રણે તાહારી બેહેનો ઉપર કૃપા દ્રષ્ટી કરીને તાહારા ભરથારની સાથે લગ્ન કરાવવા તુ ખુશીથી સામેલ થા અને તેમ થયાથી તાહારો ભરથાર રાજ્ય ગાદીનો ભોક્તા થશે, હું આજથી માહારા રાજ્યનો ચોથો ભાગ અદેશીગને અરપણ કરૂ છુ આરીત નુ રાજાનુ નમ્રતા યુક્ત કેહેવુ સાંભળી ને ચંદ્રવતીએ તેત્રણે કંન્યાઓ ની સાથે લગ્ન કરવાને અદેશીગને સંમતી આપી.

તેવાર પછી તે ત્રણે કન્યાઓ સાથે અદેશીગે લગ્ન કીધુ રાજાએ ત્રણે કંન્યાઓને મોટો ઓછવ કરી પરણાવી અદેશીંગને એક જીલાનુ રાજ્ય આપ્યું. તેવાર પછી અદેશી રાજા થયો ત્યાં પોતાને મળેલી રાજ્ય ગાદી તથા ચાર સ્ત્રીઓનુ સુખ ભોગવવા લાગ્યો એમ કેટલાક દીવશ વીત્યા પછી અદેશીંગને પોતાને પ્રથમના ત્રણ સોબતીઓ સાંભળી આવ્યા તેવારે પોતાના શેવકોને બોલાવીને કહ્યું કે જે કોઇ પ્રદેશી માહારા રાજ્યની હદમાં આવે તેને પાકાં શીધાં આપવાં અને

વીદાય કરતાં પેહેલા તેઓને માહારી પાશે લાવવા. પછી શેવકોએ નગરના દરવાજે ચોકીઓ બેસારી જે કોઈ પ્રદેશી આવે તેને પ્રથમ અ દશીંગની પાસે લાવે અને તે પછી તેઓને શીધાં આપે એમ કરતાં કેટલાક દીવશ ગયા પછી પેલા ત્રણ જણ—કણબી, વાણીઓને, કોળી ફરતા ફરતા ત્યાં આવી પોહોત્યા તેઓને અદશીંગના શેવકો અ-દશીગની પાશે લેઈ ગયા, તેમને દખીને અદશીંગે તેઓને ઓલખ્યા પણ તે ત્રણે જણે અદશીગને ઓળખ્યો નહી, પછી અદશીંગ તે મને પુછવા લાગ્યો કે—ભાઇઓ મને ઓળખો છો ? ત્યારે તે બોલ્યા કે રાજાને કોણ નહી ઓળખે, અદશીગે ફરી પુછયુ કે રાજા તરીકે ન-હી પણ બીજી રીતે તમે મને ઓળખોછો આ રીતે પુછવાથી કણ-બીને કોળી તો કાંઇ સમજ્યા નહી, પણ વાણીઓ જાતે ચકોર હો-વાથી અદશીંગના સામુ જોઇને વીચારવા લાગ્યો હું જયારે ઘેરથી ની કલ્યો ત્યારે અમારા ત્રણ જણની સાથે જે રજપુત આવ્યો હતો તે આના જેવો હતો અને તેજ હશે માટે તે અમને પુછે છે, એમ વીચારીને વાણીઓ બોલ્યો કે હા હું તમને ઓળખુછુ પછી એકાંતમાં જઇને વાણીએ સઘળી હકીકત કહી એટલે અદશીંગે હજામને બોલા-વી ત્રણે જણાની હજામત કરાવી સ્નાંન કરાવ્યુ અને ત્રણે જણને સા-રાં લુગડાં ઘરેણાં પેહેરાવી તેમને ભોજન કરાવ્યું પછી રાજ સભામાં આવીને અદશીગ કેહેવા લાગ્યો કે, આ વાણીઆને હું માહારા પ્ર-ધાનનો ઓધો આપુછુ અને કણબીને માહારા રાજયમાં પટલાઇ તથા કોળીને પગી પણું આપુછુ એમ કહી ત્રણે જણને પોતાના રાજયમાં રેહેવાને યોગ્ય મકાનો તથા ધન દોલત આપીને ત્યાં રાખ્યા તેવાર પછી પોતાને દશથી પોત પોતાના કુટંબીઓ ત્યાં તેડાવી સુખેથી રે હેવા લાગ્યા—આ ઉપરથી શીદ્ધ થાય છે કે ઇશ્વરની અકળગતીછે— જેથી રાંકનો રાજા ને રાજાનો રાંક પોતાના પુન્ય જોગે થાય છે.

——o—o—

## રાજાનો વીસ્વાસ નહી કરવો તે ઉપર એક ચીતારાની વારતા,

સાંકેતપુર પાટણને વીશે એક સુરમભ નામના જક્ષનું દેવળ હતું તે જક્ષ માહા મહીમાવંત હતો તેથી તેની જાત્રા કરવાને ઘણા લોકો આવતા હતા વરસમાં એવાર મેળો ભરાય તેવારે તે જક્ષને વીવીધ પ્રકારે ચીતરે અને તે ચીત્ર કરનારો ચીતારો તેજ વખત મરણ પામે જો કદાપી ચીતરે નહીતો નગરના લોકો કે રાજા એમાંથી એકનો ભોગ લે તે માટે ચીતારા પાસે ચીત્રાવે તેમાં વરશો વરસ એકેક ચીતારાનો વારો આવે. તેથી મરવાના ભય થકી સરવે ચીતારા નગર મુકી નાશી ગયા તેમને રાજાએ બાંધી મંગાવ્યા હવે એક સમયે કોસંબી નગરી થકી એક ચીતારાનો પુત્ર ચીત્ર શીખવા માટે એક ઘરડી ડોશીને ઘેર આવીને ઉતર્યો એવે કેટલાક દીવશ થયે જક્ષની જાત્રાનો મેળો આવ્યો તે દીવસે પેલી ડોશીનાજ છોકરાનો જક્ષને ચીતરવાનો વારો આવ્યો તેવારે ડોશી રોવા લાગી એટલે પેલો પરદેશી ચીતારો કહે હે માતા તમે કેમ રૂવો છો! તેવારે ડોશી કહે આજે જક્ષને ચીતરવાનો મારા પુત્રનો વારો છે તેથી ચીતરી રહયા પછે પુત્ર મરણ પામશે પછી મારે કાંઇ આધાર નથી તે માટે હું રૂદન કરૂં છું આ રીતનુ ડોશીનુ કેહેવુ સાંભળીને પેલો ચીતારો કહે માતાજી તમે રૂદન કરશો નહી તુમારા પુત્રને સાટે હુ જક્ષને ચીતરવા જઇશ એમ કહી પ્રભુનુ સ્મરણ કરી પોતાનુ શરીર નીરમળ કરી સફેત ચોખાં વસ્ત્ર પેહેરી ઉત્તમ ઉત્તમ રંગ લેઇ પીછી પણ સરસ લીધી વળી કપુર કસ્તુરી પ્રમુખ ગંધ લેઇ જક્ષની પુજા કીધી ચીત્ર કરી બળી બાકુળા હોમ હવન કરી પછે પગે લાગી દંડવત કરી જક્ષ પ્રતે કેહેવા લાગ્યો કે હે ભકતવચ્છળ હે અચીત્યસક્તના ધણી તાહારી પુજા કરતાં કાંઇ અવીધી અસાતના થઇહોય કાંઇ અવીનય થયો હોય તો સેવકનો અપરાધ ખમવો એવી રીતનાં વીનયનાં વચન સાંભળીને તેની ભકતીએ પ્રસન થયો થકો તુષ્ટમાન થઇ જક્ષ બોલ્યો કે માગ માગ જે માગે તે તુજને આપુ તેવારે ચીતારો કહે હુ એટલુંજ માગુ છુકે વરસો વરસ તુમે એક ચીત્રકારને મારો છો તે મારવો નહી તેવારે

જક્ષ કહે હવેથી કોઇને પણ હુ મારીસ નહી પણ તાહારા વાસ્તે કાંઇક માગ તેવારે ચીતારો કહે હુ જેનુ જરાપણ સ્વરૂપ જોઉ તેની આખી તસબીર જરાએ જરા ચીતરી દેઉ એવુ વારદાન આપો તેવારે જક્ષ કહે જેની આંગળી તુ જુએ તેનુ સ્વરૂપ ચીતરી શકીશ એવુ તુને વરદાન આપુ છુ એવી રીતનુ જક્ષનુ વરદાન પામી પાછો કોસંબો નગરે આવ્યો તેવારે ત્યાંના રાજા સતાનીકે તે વાત જાણી સરવ ચીતારા તેડાવી પોતાની શભા ચીતરાવા માંડી તીહાં સરવ ચીતારા ચીત્ર કરવા લાગ્યા તેવે સમે જાળી માંહેથી સતાનીક રાજાની સ્ત્રી મ્રગાવતીની આંગળી દેખી પેલા ચીત્રકારે તેનુ આખુ સ્વરૂપ ચીત્રી દીધુ તે ચીત્ર કરતી વખતે જાંઘ ઉપર મીસીનુ ટીપુ પડયુ તે ચીતારે ભુસી નાંખ્યુ એમ બે ત્રણ વાર ટીપુ પડેને ભુશી નાંખે તેવારે ચીતારે વીચારયું જે માહારે દેવતાનો વર છે તેથી એ ટીપુ પડે છે માટે રાણીની જાંઘે કાંઇક લાંછન હશે માટે વારંવાર તે ઠામે ટીપુ પડે છે એમ ધારી તે ટીપાનો ડાઘ રેહેવા દીધો તેવાર પછી સભા ચીતરાઇ રહી એટલે રાજા જોવા આવ્યો તીહાં મ્રગાવતી રાણીની છબી દેખી ઘણો ખુશી થયો પણ જાંઘને વીશે લાંછન દેખી ક્રોધ પામ્યો વીચારે જે એ ચીતારે મારી રાણી ભોગવી છે એમ ન હોયતો જાંઘના લાંછનની એને શી ખબર પડે માટે નકકી મ્રગાવતી એણે ભોગવેલી છે એમ વીચારીને ચીતારાને મારવા માંડયો એટલે ચીતારો કહે માહારાજ મને દેવતાનો વર છે માટે હુ થોડુ રૂપ જોઇને સઘળુ ચીતરી શકુ છું તેવારે રાજાએ પારખુ જોવા કુબડી દાસીનુ મુખ દેખાડયુ તેને ચીતારે જોઇને સઘળુ રૂપ ચીત્રી આપ્યું એટલે રાજાના મનનો સંદેસો ઉતરી ગયો તથાપી એ ચીતારાના જમણા હાથનો અંગુઠો રાજાએ કપાવી નાંખ્યો



## પરસ્ત્રીલંપટ પુરૂષો કેવી રીતે પ્રપંચ કરે છે અને તેઓ કેવી રીતે દુઃખ પામીને આબરૂ ગમાવે છે તે ઉપર એક પ્રધાનના પુત્રની

### વારતા.

સુર્યપુર નામના નગરને વીશે સુરશેન નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને કુરૂચંદ નામે મધાન હતો, તે પ્રધાનને કઠારપીગના

ને એક પુત્ર હતો. તેજ નગરને વીશે ધનદત નામનો એક ધનવંત શે
ઠ રેહેતો હતો. તે શેઠને શીળવતી નામે સ્ત્રી હતી,–શીળવતી સ્ત્રી એ
વીતો રૂપવાન હતી કે દેવાંગનાઓ પણ તેના રૂપની બરાબરી કરી શ
કે નહી પરંતુ સ્ત્રી ભરથાર બંનો જાણે માહા ધરમીષ્ટ અને સત્યવા
દી તેમજ શીળવંત હતાં, એક દીવશ શેઠની સ્ત્રી શીળવંતી પોતાની
સખીયો સાથે દેવદરશન કરવા માટે ઘેરથી નીકળી, તેને પ્રધાનના પુ
ત્ર કદારપીંગે દીઠી દેખીને પોતાના મીત્રોને પુછવા લાગ્યો કે આ
કમળ નયની અપત્સરાઓના રૂપથી પણ અધીક રૂપવંત કોની સ્ત્રી
છે, તેવારે તેના મીત્રોએ કહ્યું કે આપણા નગરમાં ધનદત નામે શે-
ઠ રેહે છે તેની એ સ્ત્રી છે અને તે એવીતો શીળવંતી છે કે પ્રાણઘાતે
પણ પર પુરૂષની સામે વીકાર દ્રષ્ટીએ જોતી નથી આ રીતનુ પોતા-
ના મીત્રોનું કેહેવુ સાંભળીને તે પ્રધાનનો પુત્ર પોતાને ઘેર ગયો ત્યાં
જઇને ઘોડા બાંધવાના તબેલામાં જઇને સુતો એ વાત જાણીને તેનો
બાપ તેની પાશે જઇને પુછવા લાગ્યો કે હે પુત્ર વગર કારણે તુ આ
વી રીતે શામાટે રીસાયો છે શુ કોઇએ તાહારૂ અપમાન કીધુ છે
કીવા તને કાંઇ જોઇએ છે જે હોય તે કેહે હું તાહારી ઇચ્છા પુરણ
કરૂ, તેવારે નીરલજ અને કામાંધ થયેલો કદારપીંગ લજ્યા મુકીને પો
તાના બાપને કહે જે હું કોઇથી રીસાણો નથી ને કોઇએ માહારૂ અ
પમાન પણ કીધુ નથી--પણ જ્યારથી મેં ધનદત શેઠની સ્ત્રી શીળવં
તીને દીઠી છે ત્યારથી મારૂ ચીત તેના રૂપમાં વેંધાયુછે માટે જો તે સ્ત્રી
મને નહી મળેતો હુ માહારો પ્રાણ કાહાડી નાંખી આપઘાત કરીશ
આ રીતનું પોતાના પુત્રનુ બોલવુ સાંભળીને પ્રધાને તેને વચન આપ્યુ
કે, બે માસની અંદર તે શીળવંતી સ્ત્રી હુ તને મેળવી આપીશ, એમ
કહીને તેને મનાવી ઘેર તેડી લાવી ભોજન કરાવ્યુ તેવાર પછી બે
ચાર દીવશ વીત્યા એટલે પ્રધાન વીચારવા લાગ્યો કે, હરેક રીતે શી-
ળવતી સ્ત્રી પુત્રને મેળવી આપવી જોઇએ નહીતો એકનો એ
ક દીકરો વગર મોતે મરશે, એવો વીચાર કરે છે એટલામાં રાજાનો ચો-
પદાર બોલાવા આવ્યો, એટલે પ્રધાન રાજ્ય કચેરીમાં ગયો તીહાં રા-

જાના માંથામાં રોગ થવાથી માહા વેદના ભોગવતો રાજા બોલ્યો કે હે પ્રધાન માહારા માંથાનું દરદ મટે તેવો કાંઇ ઉપાય જલદીથી કરો ન હીતો હું જીવી શકીશ નહી. એહવુ રાજાનુ કેહેવુ સાંભળીને પ્રધાને પોતાના દીકરાની ઇચ્છા પુરી કરવા માટે એક કલ્પીત વાત બનાવીને રાજાને કહ્યું કે "સાહેબ આજે એક જ્યોતીષી માહારે ઘેર આવ્યો હુતો તેહને મેં પુછ્યુ કે રાજાને માંથે રોગ થાય છે તેનો કાંઈ ઉપાય હોયતો બતાવો ત્યારે તેણે કહ્યુ કે, કઠાદ્વીપને વીશે "કીજલપ" નામે પંખી થાય છે તે પંખી અહીયાં આવેતો તે દેખવાથી તમારા માંથાનો સઘળો રોગ નાશ પામે, અને તે પંખી જે શેહેરમાં રેહે ત્યાં દુઃકાળ તો પડેજ નહી અને કોઈ જાતની વ્યાધી પણ થાય નહી, માટે તે પંખી અહીયાં મંગાવો. તેવારે રાજા બોલ્યો કે તે પંખી અહીયાં શી રીતે આવી શકે? પછી પ્રધાને કહ્યું કે એમાં બહુ જોરનું કામ નથી, આપણા નગરમાં વાહાણનો વેહેપારી ધનદત્ત નામે શેઠ છે તે પોતાનું વાહાણ લેઇને કઠાદ્વીપે જાયતો પંખી લેઇ આવે,--એવુ પ્રધાનનુ કેહેવુ સાંભળી રાજાએ ધનદત્ત શેઠને બોલાવવા માટે પોતાના ખાસ માણસોને મોકલ્યા, તેઓ ધનદત્ત શેઠને ઘેર જઇને પ્રણામ કરી કેહેવા લાગ્યા કે શેઠજી આજે રાજા સાહેબ આપને બોલાવે છે, તેવારે શેઠ કહે જે ભાઇ તમે ભુલતા હશો આ નગરમાં ધનદત્ત નામના ઘણાક વેહેપારીઓ રેહે છે—તેવારે રાજાના શેવકો કહે જે રાજાતો તમનેજ બોલાવે છે, અમને તમારા ઘરનુ નામ નીશાન પ્રધાને બતાવ્યુ છે.-પછી શેઠ લુગડાં પેહેરીને રાજા દવારે આવ્યા તેઓ રાજસભાની નજીક આવ્યા તેવારે પ્રધાન અને રાજા વીગરે સઘળા લોકોએ ઉભા થઇને શેઠને માન આપી, પ્રધાનની જોડે બેસારયા,-તે જોઇને શેઠ માહા વીચક્ષણ હતો તેણે વીચારયું કે-અતી આદર સારૂ નહી કહ્યું છે કેઃ—

અતી દાનત બલી બંધ્યો, અતી ગરવેણ રાવણા;
અતી રૂપવંતી શીતા; અતી સર્વત વરજીતે.

આ રીતે શેઠ પોતાના મનમાં વીચાર કરે છે તેટલામાં રાજા તે

ને કેહેવા લાગ્યો કે શેઠજી તમારા સરખુ એક કામ છે, શેઠ કહે ફર
માવો, તેવારે રાજા કહેજે કઢાદીપને વીશે કીજલ્પ નામે પંખી રેહે
છે તેની અમારે જરૂર છે માટે આપ વહાણ લેઇને ત્યાં જઇ તે પંખી
ને લઇ આવો, રાજાનું કેહેવુ સાંભળીને શેઠ બોલ્યો કે માહારાજ આ
જે સાત વરસ થયાં મેં વાહાણનો વેહેપાર છોડી દીધો છે ને વાહાણો
પણ સંકેલી મુક્યાં છે હુ કાંઇપણ વેહેપાર કરતો નથી માત્ર પ્રભુ ભ
કતીમાં રોકાયોછુ ને વ્યાજ ઉપજાવી માહારૂ ખરચ નભાવુ છું માટે
આપણા નગરમાં વાહાણના ઘણાક વેહેપારીઓ છે તેમાંથી હરકોઇને
મોકલો, આ રીતનું શેઠનું બોલવુ સાંભળીને તેને મધાન કેહેવા લા
ગ્યો કે એ કામ આપ વીનાં કોઇથી થવાનું નથી માટે રાજાનું વચ
ન માનીને આપ વાહાણે ચઢો એમ કહી શેઠને ભારે શીરપાવ આપી રાજા
ની ગાડીમાં બેસારી તેમને ઘેર વીદાય કર્યા ને કહ્યું કે વાહાણે ચઢાવાની તે
યારી કરો, શેઠ ઘેર આવ્યા તેવારે સ્ત્રી કહે આ શુ ! તેવારે શેઠ કહે હે
સ્ત્રી આ પણ એક તોફાન જેવુ લાગે છે તેવારે સ્ત્રી કહે સ્વામીન મને
એક દીવસ પ્રધાનના પુત્રે દીઠી હતી તે માટે એ સરવ પ્રપંચ કીધો
હોય એમ લાગે છે પણ ધરમ પસાયે સરવ વીઘન દુર થશે. બીજે
દીવશે શેઠ વાહાણે ચડયા ત્યારે રાજા પ્રધાન સરવ વોળાવા ગયા, ને
ધન પણ ઘણુ આપ્યુ શેઠને વોળાવી સરવ પોત પોતાને ઠેકાણે ગયા મધરા
ાતને વિશે શેઠ વાહાણની ભળામણ પોતાના ચાકરોને કરી એક હુ
ડીમાં બેશીને પોતાને ઘેર આવી છુપી રહ્યા. હવે બીજે દીવશે પોહોર
રાતને સમયે પ્રધાનનો પુત્ર કઢારપીગ શેઠના ઘર પાશે શોભતા શણગાર
પેહેરીને આવ્યો આવીને બારણુ ઠોકયુ તેવારે શીળવતીએ પોતાની દાશીને ક
હ્યું કે નીચે જઇને કઢારપીગને તેડી લાવ પણ કેહે જે કે તે એકલોજ ઉપર
આવે. પછી દાશીએ બારણુ ઉઘાડીને કઢારપીંગને અંદર લીધો પછી
શાંકળ દીધી કઢારપીગ પણ ઉપર ગયો તેને દેખી શીળવતી કહે આવો
પલંગ ઉપર બેસો પછી કાંમાંધ થયેલો કઢારપીંગ પલંગ ઉપર બેઠો તેવોજ
તળાઇ સુધાં નીચે જાજરૂમાં પડયો કેમકે પ્રથમથીજ પલંગને સુતરના તા-
રથી બાંધીને ઉપર બીછાનું કીધુ હતુ ને નીચે જાજરૂ ઉઘાડો મુકયો

હતો તેથી તે કાંમાંધ તો બીચારો બાંજરૂમાં પડયો પછી દીન પ્રત્યે શેર ચણા બાફીને તેને ખાવા આપે ને ઉપરથી પેશાબ કરે તે પણ એના ઉપર જાય એમ ત્રણ માસ થયા તેવારે શેઠે સઘળી જાતનાં જાનવરનાં પીછાં વાઘરી પાસે મંગાવ્યાં અને એક મોહોટુ પાંજરૂ કરાવ્યુ તેવાર પછી શેઠ વાહાણમાં જઇને વાહાણ આવ્યાની વધામણી રાજાને કાહાવીને કઠારપીગને બાહાર કઢાવ્યો પછી તેના બદન ઉપર સરેસ અને મળી લગાવીને તે ઉપર પીછાં વળગાડયાં એટલે જાનવર સરીખો બન્યો તેને લઇને પાંજરામાં ઘાલ્યો તે પાંજરૂ લઇને મજુર પાસે ઉપડાવી શેઠ રાતને સમે વાહાણમાં લઇ જઇને બેઠા પ્રભાતે બારોબાર વધામણાં પોકયાં તેવારે પ્રધાને શીળવંતીને કેહેવરાવ્યુ જે શેઠ આવ્યા માટે હવે માહારા પુત્રને રજા આપો કેમકે રૂજે-તી થાય તેવારે શીળવતીએ કેહેવરાવ્યુ જે જેણે આટલા દીવસ જાળવ્યો તે હમણાં પણ જાળવશે માટે તમારે ફીકર કરવી નહીં એમ સાંભળી પ્રધાન ખુશી થયો હવે બીજે દીવશે શેઠ પણ વાહાણમાંથી ઉતરી બારોબાર પાંજરૂ લઇને રાજ દરબારે આવ્યા રાજાએ ઘણો આદર દીધો રાજા કહે શેઠ જાનવર લાવ્યા તેવારે શેઠ કહે "જીવે રાજ આ પાખંડીનો પાંજેરો" તેવારે રાજા કહે એને બોલાવો તેવારે શેઠે હાથમાં પરોણો લઇને પેલા કઠારપીગને એકએ ગોદા મારયા રાજા કહે બાહાર કાઢો તેવારે શેઠ બાહાર કાઢયો તે જોઇને સરવે જણે ઓળખ્યો એટલે રાજાએ શેઠને પુછ્યુ તે જે આતો પ્રધાનનો પુત્ર કઠારપીગ છે તેને આ રીતે જાનવર બનાવવાનુ કારણ શું તેવારે શેઠે પાછલો સઘળો વૃતાંત કહી સંભળાવ્યો તે સાંભળી રાજા અતીશે ક્રોધ કરીને કેહેવા લાગ્યો કે-- આ કઠારપીગને શુળીએ ચડાવો ને પ્રધાનનાં ઘર બાર લુટી લીઓ તેવારે શેઠ રાજા પ્રત્યે કહે જે માહારાજ કઠારપીગને જીવતો મુકો રાજાએ શેઠનુ વચન પ્રમાણ કીધુ અને પ્રધાનનુ ઘર લુટી બાપ દીકરાને દેશ નીકાલ કીધા રાજાએ શીળવતીને પાલખી મોકલી તેડાવી બહુ આદર આપી શેઠને પણ શીરપાવ આપી પ્રમાણીક અને સત્યવાદી જાણી તેને પ્રધાનના ઓહોદા ઉપર કાયમ કીધો.

# એક ચમત્કારી વારતા.

ચંદ્રકાંત નગરને વીશે ચંદ્રશેન નામનો રાજા રાજ્ય કરતો હતો તેહને ત્રણ પુત્રો ઉપર એક રતીસુંદરી નામની પુત્રી હતી પણ તે પુત્રી જયારે જન્મ પામી ત્યારે સ્ત્રીઓની આકૃથી વીરૂદ્ધ તેણીને બે સ્તાનની વચમાં એક ત્રીજુ સ્તન રસોળી જેવુ હતુ રૂપ ગુણમાં ઘણી સારી હતી પણ તેને ત્રણ સ્તન હોવાથી કોઇ સાધારણ પુરૂષ પણ તેને પરણે નહી તેથી પચીસ વરસની થઇ, તોપણ કોઇ તેને પરણવાની ઇચ્છા કરે નહી જેથી કરી તેનો પીતા બહુ દીલગીર થવા લાગ્યો,— વસ્તી માંહેથી અનેક પુરૂષોને બોલાવીને મોટી લાલચો આપી તથાપી કોઇએ તે કંન્યાને પરણવા માટે ઇચ્છા જણાવી નહી ત્યારે રાજા બહુજ ખેદ પામ્યો અને વીચારવા લાગ્યો કે હરેક રીતે ગમે તેવા વરને પણ કન્યા પરણાવવી જોઇએ એમ વીચારીને પોતાની હકુમતમાં ઢંઢેરો પીટાવ્યો કે હરેક પુરૂષે અમુક દીવશે અમુક જગાએ આવવુ. એ રીતે ઢંઢેરો પીટાયા પછી સઘળા પુરૂષો નીમેલી જગાએ એકઠા થયા તેવે સમે એક પાંગળો ભીખારી એક આંધળાને કેહેવા લાગ્યો કે જો તુ મને તારી ખાંધ ઉપર બેસારે તો હુ તને રસ્તો દેખાડુ ત્યારે આંધળાએ તે વાત કબુલ કરી કે તાહારી આંખોને માહારા પગ, આપણે સથળે સ્થળે ફરીને પેટ ભરીશુ એમ ઠરાવ કરી તે પણ ત્યા આગળ આવી પોતા, તેવારે રાજાએ એક હાથણીને વસ્ત્ર અલંકાર પેહેરાવીને તેની સુંઢ માંહે એક રૂપાનો કળશ પાણી ભરીને પકડાવ્યો, અને એવો ઠરાવ કીધો કે આ હાથણી જે પુરૂષની ઉપર કળસ ઢોળે તે પુરૂષ આ માહારી પુત્રી સાથે લગ્ન કરે — એમ કહી પુરૂષોના ટોળા તરફ તે હાથણીને તેના માહાવતે હંકારી તેણે કોઇની ઉપર કળસ નહી ઢોળતાં જે આંધળો ભીખારી એક પાંગળા ભીખારીને પોતાની ખાંધ ઉપર બેસારીને ત્યાં આવી ઉભો હતો તેની ઉપર હાથણીએ કળશ ઢોળ્યો, તેવારે રાજાએ પોતાની કંન્યા તે બંને જણને પરણાવી ચોરીમાં આંધળો પાંગળાને કેડ ઉપર બેસારીને ફેરા ફરયો, એ રીતે લગ્ન કરવા પછી રાજાએ તેઓને રેહેવા માટે એક મકાન વીગેરે આપ્યુ એટ

એ ત્રણ જણ તે મકાનમાં રેહેવા લાગ્યાં પણ તે કન્યાએતો ફકતએકલા પાંગળાની સાથેજ પતી વેહેવાર રાખ્યો ને આંધળાને હમેષાં વેગળોજ રાખવા માંડયો તેથી આંધળો હમેષાં ખડખડાટ કરે ને લડાઇ કરવા લાગે તે જોઇને રાજકુવરીએ તથા પાંગળાએ વીચાર કીધો કે આ આંધળાનુ દખલ વચમાંથી જાય તેવો ઉપાય કરીએ એમ ધારીને પોતાના ચાકર પાશે બે ત્રણ સાપના ડીડાં મારી મંગાવ્યા અને તે ડીડાં ખાણામાં ખા ફીને આંધળાને ખબરાવી મારી નાખવાનો વીચાર કીધો,-તેવે સમયે ચુલા ઉપર જે શાંપના ડીડાં બાફવા મુકેલાં તે ઉપર રકાબી ઢાંકેલી ત્યાં ખાવાનુ શોધવા માટે તે આંધળો ફાંફા મારતો મારતો જઇ પોહોચ્યો અને ચુલા ઉપર કાંઇ ખાવાનુ શોધવા લાગ્યો તેવામાં ચુલા ઉપર જે વાસણ રકાબી ઢાંકીને મુકયુ હતુ તેની રકાબી ઉચી કરી એટલે તે ડીડાંની વરાળ આંધળાની આંખને લાગી તેથી કરી તેની આંખના પડદા ફાટી ગયા અને તેજ વખતે તે દખતો થયો તેથી કરી ચુલા ઉપર બાફવા મુકેલા ડીડાં તેના દીઠામાં આવ્યાં તેવારે ક્રોધ કરીને તે આંધળો બોલ્યો કે અરે પાપીઓ તમે મને મારી નાંખવાનો ઉપાય કરેલો જણાય છે, પણ માહારા નશીબેતો ઉલટુ સારૂંજ થયુ કે જેથી હુ દખતો થયો, હવે હુ તમારી બંને જણની ખબર લેવાનો છુ એમ કહીને પાંગળાના હાથનાં બે બાવડા ઝાલીને અધર કરી, રતીસુંદરીની છાતી ઉપર પટકવા લાગ્યો, તેથી પાંગળાના બને પગ રતીસુદરીની છાતીમાં જોસ ભેર વાગવાથી તેની છાતીની વચમાં રસોળી જેવુ ત્રીજુ સ્તન હતુ તે તુટીને જમીન ઉપર પડયુ એટલે રતીસુદરીની એબ નીકળી ગઇ અને બીજી સુદર સ્ત્રીયો જેવી બે સ્તનવાળી થઇ, અને પાંગળાના પગને પણ ખુબ ઝપાટો લાગવાથી તેની નશો છુટી જવાથી તે પણ સાજો થયો,-- તેવારે તે પાંગળો ને આંધળો બને જણ ઝગડો કરવા લાગ્યા એક કહે જે રતી સુદરી ને હુ પરણ્યો છુ ને બીજો કહે જે હુ પરણ્યો છુ એમ સામ સામી લઢવા લાગ્યા તે વાતની રાજાને ખબર પડવાથી રાજાએ બંને જણને રાજ સભામાં બોલાવીને કહ્યું કે--પંડીતોને બો

લાવી પુછીએ કે આ બેમાંથી કંન્યાનો પતી કોણ થઇ શકે એમ કહી ને રાજાએ સભામાં મોટા વીધ્વાન પંડીતોને બોલાવી પુછયુ કે અમારી પુત્રી રતીસુદરીને આ આંધળાએ પાંગળાને કેડે બેસારીને પરણી છે તેથી તેનો ખરો ભરથાર કોણ થઇ શકે તે વારે પંડીતો બોલ્યા કે કંન્યાનો ખરો ભરથાર તો પાંગળોજ થઇ શકે કારણ કે આંધળાની કેડ ઉપર બેશીને તે ચોરીમાં ફેરા ફર્યો માટે આંધળો તો તેનુ વહાન થયો, ને કંન્યાને પરણનાર તો પાંગળોજ કેહેવાય આ રીતે ન્યાય થ I પછી રાજાએ પોતાની પુત્રી પાંગળાને આપી અને તે સાજો થયો તેથી તથા પોતાની પુત્રીની એબ નીકળી જવાથી ઘણોજ ખુશી થયો તેમજ આંધળો જે દખતો થયો હતો તેને રાજાએ ઘણુજ ધન આપીને તેને પણ યોગ્ય કંન્યા પરણાવી તેથી તે પણ ખુશી થયો, એ રીતે ત્રણે જણની સ્થીતી દૈવ્ય યોગે સુધરી ગઇ

---

## એક વીભીચારી સ્રીયોની ચરીત્ર વીશેની વારતા

કાંચનપુર નામના નગરને વીશે શીવચંદ નામનો એક ધનાઢય વાણીઓ રેહેતો હતો તેને પુરૂશોત્તમ નામનો એક પુત્ર હતો તે પુત્રને તેજ નગરના ભાળચંદ નામના શેઠની ગવરી નામની પુત્રી સાથે પરણાવ્યો હતો, જેવારે પુરૂશોત્તમ વીસ વરસની ઊમરનો થયો તેવારે તેના પીતાએ પોતાની પ્રદેશની દુકાનો પર હીસાબ તપાસવાને મોકલવા માંડયો તે જ્યારે પ્રદેશ જાય ત્યારે તેની ગવરી નામની સ્રી પર પુરૂષો સાથે અનાચારે વરતવા લાગી, એક વખત પુરૂષોત્તમ પરગામ ગયો ત્યારે તેની સ્રી એક ભવાનીના દેવળના પુજારા સાથે લાગી તે હમેષાં રાતની વખતે તેને ઘેર જતી હતી, એમ કરતાં એક દીવશે તેનો ભરથાર પુરૂષોતમ પ્રદેશથી આવ્યો ત્યારે તેના પીતાએ તેની સ્રીને તેડવા માટે પોતાના ચાકરને તેના પીયર મોકલ્યો, તે તેણીને તેડી આવ્યો પણ તે સ્રીએ તે દીવશે પોતાના જારને વાયદો કરેલો તેમાંજ તેનુ ચીત વેધાઇ રહ્યું હતુ—પછી રાતને વીશે પુરૂષોત્તમ પોતાના દીવાનખાનામાં સુવા ગયો ત્યાં તે સ્રી પણ ગઇ, થોડીકવા

ર વાતચીત કરવા પછી, પુરૂષો તમ મદરાથી આવેલો તેને ઉજાગરો હોવા થી તે નીદ્રાવશ થયો. ત્યાર પછી જ્યારે મધરાત વીતી ગઇ ત્યારે તે સ્ત્રી પોતાના લુગડાં ઘરેણું પેહેરીને મેડાની બારીએ દોરડું બાધીને નીચે ઉતરી પોતાના જારના ઘર તરફ ચાલવા લાગી. તેવે સમયે તેજ શેહેરમાં ચોરી કરવા માટે એક ચોર હાથમાં ખાતરીયાં લેઇને જતો હતો તેણે આ વીજળીચારી સ્ત્રીને જતાં દીઠી તેવારે તે ચોર વીચારવા લાગ્યો કે પાછલી રાતની વખતે વસ્ત્રા ભુષણ સજીને આ સ્ત્રી કીહા જાયછે તે તો જોઉ એમ ધારીને ચોરી કરવાનુ ભુલી જઇ તે સ્ત્રીનુ ચરીત્ર જોવા છુપી રીતે તે સ્ત્રીની પાછળ પાછળ તે ચોર લાગુ થયો - પછી તે સ્ત્રી ભવાનીના દેરા પાશે ગઇ ને ત્યાં જઇને જુએછે તો તેના જારને ચોરની ભ્રાંતીએ કરીને કોટવાળે બાણ મારેલુ તેથી દેવળની નજીક એક ઝાડ તળે તેને મરી ગયલો પડયો દીઠો તે મડદાને જોઇને, તેસ્ત્રી કામાતુર થઇ તેને ચુમન કરવા લાગી તેને દેખીને નજીકના ઝાડ ઉપર એક વંતર બેઠો હતો તે વીસ્મય પામીને વીચારવા લાગ્યો કે આતે કેવી દુષ્ટ સ્ત્રીછે જે મડદાને પણ ચુમન કરેછે આવી રીતે કામાંધ થયલી સ્ત્રીતો આજે જ દીઠી માટે તેની હુશ પુરી કરીને તેને હું સખત સજા કરૂ કે આવુ દુષ્ટ કૃત્ય તે ફરીને કરી શકે નહી એમ વીચારી તે વંતરે પેલા મડદામાં પ્રવેશ કરીને તે સ્ત્રીની સાથે સંભોગ કરયો તે થઇ રહયા પછી તે વંતર પેલી સ્ત્રીનુ નાક કરડી ખાઇને પાછો ઝાડ ઉપર જઇને બેઠો અને સ્ત્રીનુ કપાયલુ નાક મડદાના મોઢામાં રહ્યું તેવારે તે સ્ત્રી નાકે લોહી ચુની પોતે જે બારીએ દોરડુ બાંધ્યુ હતુ ત્યાં આગળ જઇ તે દોરડુ ઝાલી મેડા ઉપર ચઢી તે વખતે પોતાનો પતી નીદ્રા વશ હોવાથી તેની જોડે જઇને સુતી અને થોડીક વારે ભરથાર જાગ્યો એટલે પોતે એકદમ બુમ પાડી જે હાય હાય વગર વાંકે માહારા ભરથારે મારૂ નાક કાપી નાંખ્યુ એ રીતે બુમ પાડવાથી તેનાં સાસુ સસરો વીગરે દોડી આવ્યાં અને પોતાના પુત્રને ઠપકો દેવા લાગ્યા કે આવુ કર્મ તે શા માટે કીધુ તેવારે તે બોલ્યો કે હું તો કાંઇપણ જાણતો નથી તથાપી સ્ત્રીનો કાંઇ છળભેદ જણાય છે એમ વાત ચીત કરતાં પ્રાત:કાળ થયો

એટલે તે સ્ત્રીનાં માત પીતા પણ આ વાતની ખબર સાંભળીને ત્યાં આવી લઢવા લાગ્યાં અને કહે જે અમારી પુત્રી સતી જેવી છતાં તેને તમે આવી રીતે નાક કટી કરી માટે રાજ દરબારમાં ફરીયાદ કરીશું-આ રીતે તકરાર કરેછે એટલામાં રાજાનો કોટવાળ પણ ત્યાં આવી પોતો તેણે શેઠના પુત્ર પુરૂષો-તમને અવળે હાથે બાંધીને રાજા પાશે લીધો તેવારે રાજાએ કહ્યું કે આ દુષ્ટને શુળીએ પરોવો કે ફરીને આ રીતે બીચારી અબળાઓને કોઇ દુઃખી કરે નહી, આ રીતનો રાજાનો હુકમ સાંભળીને પેલા ચોરે વીચારયુ જે સ્ત્રી વીભીચારી અને ગુન્હેગાર છતાં તે સતી ઠરે છે ને બીચારો શેઠનો પુત્ર નીરદોષ છતાં મારયો જાય છે માટે જેમ થનાર હોય તેમ થાય પરંતુ રાજા પાશે જઇને સઘળી હકીકત સંભળાવુ કે જેથી વ્યાજબી ન્યાય થાય, એમ ધારીને તે ચોર રાજ સભામાં જઇનેંહાથ જોડીને કહેવા લાગ્યો કે સાહેબ મારો કે છોડો પણ માહારી એક અરજ સાંભળો—રાજા બોલ્યો કે તારે જે કહેવુ હોય તે કહે, ત્યારે તે ચોર કહે હું ચોરછુ ને રાતે ચોરી કરવા જતો હતો તે વખત આ સ્ત્રીનું સઘળુ ચરીત્ર મેં જાતે ને પોતે જોયુ છે---એમ કહી જે રીતે રાતે બન્યુ હતુ તે રીતે રાજાને કહી સંભળાવ્યુ. અને છેવટે તેણે કહ્યું કે વીશેષ ખાત્રી કરવી હોયતો હજી ત મડદુ પડેલુ છે અને તેના મોમાં આ સ્ત્રીનુ નાક પણ છે-પછી રાજાએ પોતાના માણસો મોકલા ને તજવીજ કરાવી તો ચોરનું કેહેવુ સઘળુ સાચુ દેખાયુ તથી કરી રાજા માહા ક્રોધ કરીને બોલ્યો કે આ પાપી સ્ત્રીનુ માંથુ મુડાવી તેના મોં ઉપર મળી અને ચુનો લગાવી ગધેડા પર બેસારીને શેહેર વચ્ચે ફેરવી કાહાડી મુકો અને તેના બાપનાં ઘર બાર લુટી લીઓ, એમ રીતે હુકમ કરીને રાજાએ પુરૂષો-તમને સત્યવાદી જાણી શીરપાવ આપી વીદાય કરયો અને પેલા ચોરને પણ રાજાએ શીરપાવ આપ્યો ત્યાર પછી તે ચોરને પુરૂષો-ત્તમ પોતાને ઘેર તેડી ગયો અને પોતે તેને ઘણુંજ ધન આપી પોતાને જીવતદાન આપનાર તરીકે તેનો ઉપકાર માન્યો.

———o✱o ̊o✱o———

## ધરમ ગુરૂએ આગના નીયમો શુધ અંતઃકરણથી દ્રઢ પણે પાળવાથી થતા લાભ વીષે વંકચુળ રાજાની વારતા.

ચરમવતિ નદીની પાશે ઢીપુર નામા નગરને વિષે વિમળનામે રાજા રાજ્ય કરતો હતો તેને સુમંગળા નામે પટરાણી હતી તે સાથે વિષય સુખ ભોગવતાં અનુક્રમે પટરાણી ગરભવંતી થઇ પુરે માસે એક પુત્ર અને એક પુત્રી જોડલે જન્મ્યાં તેના પિતાએ હરખ સહિત પુત્રનુ નામ પુષ્પચુળ અને પુત્રીનુ નામ પુષ્પચુળા દીધુ અનુક્રમે બંને ભાઇ બેહેન જોવન અવસ્થા પામ્યા તેવારે પાપના ઉદયે કરી ભાઇ બેહેનને સમાગમ થયો તેમ પુષ્પચુળ નગરમાં પણ અનરથ કરવા લાગ્યો તેથી કરી પુષ્પચુળનુ નામ વંકચુળ દીધુ કેમકે તે વાંકે મારગે ચાલવા લાગ્યો એકદા પરજાએ રાજાની પાશે આવી ફરીયાદ કરી જે હે રાજન પરજાના આપ માત પિતા છો તેમ છતાં તમારો કુવર નગરને વિષે અનાર્થ કરે છે પારકી સ્ત્રીઓ પર બળાત્કાર કરે છે તેમજ પ્રજા ઉપર અનેક રીતે જુલમ કરે છે માટે તે રાજાને જોગ નથી તે સાંભળી રાજા કોપાયમાન થઈ કુંવરને કહે જે તુ માહારા નગરથી દુર થા જીહાં મારી આગનાગુ વરતે તિહાં તાહારે રહેવુ નહી તે સાંભળી પીતાનુ વચન ન લોપતાં ભાઈ બેહેન બંને નગર માંહેથી ચાલી નીકળયાં અનુક્રમે વનમાં ફરતાં ફરતાં એક ભીલની પાલ્યમાં આવી પોહોત્યા તેવારે તે પાલ્યના પાંચસે ચોરોએ પરાક્રમી જાણી વંકચળને પોતાનો ઉપરી પલ્લિપતિ કીધો તિહાં ચોર સાથે ચોરી કરે જીવઘાત કરે અનેક પાપ કરમને વિશે વરતવા લાગ્યો અને સાતે વ્યસન સેવે એક સમયે એક ધર્માચાર્ય માહારાજ ફરતા ફરતા તે પલ્લિપતિની શિમે આવી પોહોચ્યા તેઓ વંકચુળને કહે જે તુમારી આગ્ના હોય તો અમે તુમારી પાલ્યમાં ચોમાસુ રહીએ અમને રહેવાને ઠામ આપો તે વારે વંકચુળ પલ્લિપતિ કહે અમે ચોર લોક છીએ માટે તમને રેહેવાનો ઠામ તો આપીએ પણ તુમારે અમારી શિમમાં ધર્મ ઉપદેશ કરવો નહી તે વારે ગુરૂ કહે નહી કરીએ એમ કહી એક સ્થાનક માગીને તિહાં રહયા અનુક્રમે ધર્મ ધ્યાન કરતા થકા કેટલાક દીવસ રહીને ગુરૂ ચાલવા લાગ્યા તેવારે

વંકચુળ તેમને વોળાવા ગયો જેવારે તેની શીમ આહાર ગયા તેવારે વંકચુળ કહે સ્વામી આપેતો આપનુ બોલ્યુ પાલ્યુપણ અમને કાંઇક યોગ ધર્મ સંભળાવો તેવારે ગુરૂ વીચારેછે જે હવેતો એની શીમ વીતીછે અને આ કોઇ ધર્મ પામવાને યોગ્ય જીવછે માટે એનેખીજુતો શુ પણ કાંઇક નીયમ આપુ એમ ધારીને કહે હું કહું તે ચાર નીયમને તમે અંગીકાર કરો તે માણઘાતે ભાગવા નહી તેવારે પલીપતિ (વંકચુળ) કહે સ્વામી તે હુ પાળીશ, ૧ અજાણ્યુ ફળ ખાવુ નહી. ૨ ક્રોધે કરી સાહસઘાત ના કરવો સાત ડગલાં પાછાં ફરવુ ૩ રાજાની પટરાણી સાથે ભોગ ના કરવો ૪ માંસ ન ખાવો તે સાંભળી પલીપતિએ કબુલ કીધુ જે સ્વામી હુ તે ચારે નિયમ બરાબર પાળીશ એમ કહી નમસ્કાર કીધો પછે તે મુનીશ્વરેત્યાંથી ચાલતા થયા, પછી વંકચુળ પણ હરખ પામી નીમ અંગીકાર કરી પોતાને ઘેર આવ્યો.

એકદા સમે કોઇક શેઠનો સાથ લુટવાને પાંચસે ચોર સંગાથે લેઇને વંકચુળ એક પરવતની શ્રેણે ગયો ત્યાં વખત વધારે થયોછે તેથી કરી બધાને ભુખ લાગી પણ બીજુ કાંઇ તીહાં ખાવાનુ મલ્યુ નહી. તેથી કરી કીંપાકનાં ફળ મીઠાં જાણી સરવે ખાવા લાગ્યા પણ તેનુ નાંમ કોઇપણ જાણે નહી તેથી કરી સઘળાએ તે ફળ ખાધાં પણ વંકચુળે ના ખાધાં એવે તે ફળના ઝેરને લીધે સઘળા ચોર મરણ પામ્યા તે દેખી વંકચુળ ચીંતવવા લાગ્યો જે અહો ! ગુરૂના મતાપે હુ જીવતો રહયો માટે હવે ગુરૂનુ વચન દ્રઢ પણે પાળવુ.

એમ વીચાર કરતો થકો પોતે રાતને સમે ઘેર આવ્યો ઘરમાં પેશી જુવે છે તો પોતાની સ્ત્રી સાથે પોતાની બેહેન પુરૂષનો વેશ લઇને સુતી છે તેને દેખીને મનમાં ક્રોધાતુર થઇને તલવાર કાહાડી મારવા જાય છે એવે સમે ગુરૂનું વચન યાદ લાવી સાત ડગલાં પાછો ફરયો તેથી તલવાર ભીતે અથડાઇ તેના ખડભડાટથી પોતાની બેહેન તથા સ્ત્રી જાગી ઉઠયાં તેવારે વંકચુળ કેહે કે હે બેહેન તેં પુરૂષનો વેશ કેમ ધારણ કીધોછે ! તેવારે તે બોલીકે, આજે પાલ્યની માંહી નાટકીયાનું ટોળુ આવ્યું હતુ તે આપણે ત્યાં નાટક કરવા આવ્યુ મેં જાણ્યું જે હું એમ

કહીશ કે માહારો ભાઇ નથી માટે નાટક કરશોમાં તો તાહારી બાહાર ગયાની વાત દુશ્મનો સાંભળી રાતે લુંટ કરવા આવે માટે મેં પુરૂષનો વેશ પેહેરી નાટકીયાને દાન દઇ વીદાય કીધા રાત ઘણી ગઇ ને નીદ્રા આવી તેણે કરી હું સુતી હતી એવુ તેનું વચન સાંભળી વંકચુળ ચીંતવે જે અહો અહો ગુરૂનો ઉપગાર! અહો અહો નીમની પ્રધાનતા! પ્રત્યક્ષ દીઠી એમ ચીંતવી સુખે રેહેછે એકાદ સમયે ઉજ્યણી નગરીને વીશે ખાતર દેવા સારૂ વંકચુળ નીસરયો ત્યાં એક શેઠના ઘરમાં ખાતર દેઇ અંદર પેઠો તિહાં દીવો બળતો દીઠો ત્યાં બાપ દીકરો બેઠા બેઠા માંહો માંહો પશ્ચાતાપ કરેછે અને બાપ કેહેછે જે આજે હિસાબમાં બે પઇસા ઘટેછે તે કયાં ગયા એમ વીચાર કરેછે તે સાંભળીને વંકચુળ ચીતવવા લાગ્યો જે જો હુ આનુ ધન લઇશ તો પ્રભાતે તેના પ્રાણ તજશે જે માણસ બે પઇસા સારૂ મધ્ય રાત સુધી જાગે છે ને પશ્ચાતાપ કરે છે તો તેનું બોહોળુ ધન જશે તો પ્રભાતે તેના પ્રાણ તજશે માટે માહારે એવડુ પાપ લેવુ ન ઘટે એમ ધારી તિહાંથી નીસરી વેસ્યાને ઘેર જઇ ખાતર દીધુ તીહા જઇ જુવે છે તો કોઇક કુષ્ટી રોગી પુરૂષ છે તેવાને પણ ધનની લાલચે વેસ્યા કામદેવ સરિખો ગણી હાવભાવ કરે છે, તે દેખી વકચુળે વીચારયું જે અહો અહો! જે આવી રીતે પથ્થરને સોનારૂપે ગણી ધન મેળવે છે તેનુ ધન પણ માહારે લેવુ ઉચિત નથી એમ ધારી તિહાંથી નીસરી બ્રાહ્મણને ઘેર ખાતર દીધુ તિહાં પેશી જુવે છે તો ઉઘમાં સ્વસ્તિ ભણતો દીઠો અને વળી મુખે લવે છે જે પ્રભાતે કોઇની જાચના કરવી છે મિષ્ટાન અને દક્ષણા મળેતો સારૂ ઇત્યાદીક લવતો દેખી તિહાં પણ ચીંતવવા લાગ્યો કે એનું ધનતો માહારે ઇચ્છવા જોગ પણ નથી એમ ચીંતવી રાજાના મેહેલ ઉપર ગયો ત્યાં રાજાની પટરાણી રંભા સરીખી દીઠી તે કેવીછે કે જેના રૂપની બરોબરી કરવાને નાગની કંન્યા પણ ન થાય એવી પટરાણી સોળ શણગાર સહિત દીઠી પટરાણી પણ વંકચુળને દેખી વ્યામોહ પામી તેને કેહેવા લાગી; હે માહા ભાગ્યશાળી પુરૂષ! આજે રાજા માહારાથી રીસાયો છે માટે તુમે રાજાની સેજમાં સઇયારૂ કરો!

અને માહારી સાથે ભોગ ભોગવો!! હું તમને ન્હાલ કરીશ, જે માગશો તે આપીશ મણી, માણક હીરા, મોતી અગણિત ધન આપીશ અને માહારો કામ રૂપી તાપ મટાડો!!! એવાં પટરાંણીનાં વચન સાંભળી વંકચુળ કહેવા લાગ્યો કે હે માત હું તો તમારો પુત્ર અને તમેતો મારી માતા છાઓ! વળી ગુરૂએ મુજને પટરાણી સાથે ભોગ કરવાનો નીયમ દીધેલો છે માટે અયુકત વચન ન બોલો તેવારે રાણી કહે હું તુજને મણી માણેક આપુછુ તે નહી લેતાં હે મુરખ તું નિમને શું કરીશ, માટે હમણાં મારી સાથે ભોગ ભોગવ્ય અને પછી નિયમ પાળજે! તેવારે વંકચુળ કહે માહારે તો રાજભોગનો ખપ નથી! નિયમ મુકીને મણી માણેક મારે પથર સમાન છે! માટે હે માત હુ પ્રાણ જતે પણ નિયમ નહી મુકુ એમ સાંભળી રાણી ચીંતવે જે ચોર માણસને આ વખત હઠ આવી છે, ને મને કામની આતુરતા વધી ગઇ છે એમ કહી ઘણી ટળવળી તથાપિ વંકચુળની દ્રષ્ટી લગાર પણ ન ચળી! આ સઘળો બનાવ--રાજા સામેના મેહલની બારીએ બેઠીને જોતો હતો અને દીવો બળતો હતો તેથી તેણે નજરે પણ દીઠુ પણ પેલા બંને નથી જાણતા, જે રાજા દેખે છે, એહવે રાણી ફરીને કરગરી વંકચુળને કહે જે માહારા ઉપર દયા કરી મુજ સાથે એક વાર ભોગ ભોગવ્ય નહીતો હવે તુજને બંધાવી સુળીએ દેવરાવીશ.! તેવારે વંકચુળ કહે જેમ થનાર હોય તેમ થાઓ પણ હે માત હું અકાર્ય કરનારો નથી!! તે સાંભળી પટરાણીએ બુમ મારી રે રે સુભટો ધાઓ ધાઓ માહારા આવાસમાં ચોર આવ્યો છે. આ બધુ જોઇને રાજા ચીંતવવા લાગ્યો જે અહો અહો મદન વીકાર ધીગસ્તુ હો મદન વિકારને, જુઓ એનો વિસ્વાસ કરવા જોગ નથી સ્ત્રી કેવી છે

યત.

સુતી જોવે શ્વાસ ॥ મુવા વોળાવી વળે ॥
નારી રૂપ નીસાચરી ॥ લોહ વીણ કરવાળએ ॥
જે નવી જાણે બાપડા ॥ તે કહે અબળા બાળ ॥
કુડ કપટની કોથળી સ્ત્રી હોવે નીઠર જાત ॥

આપ અનેરાથી રમે ॥ દિએ અન્યને દોષ ॥
દયાહિણુ અતિ લોભણી ॥ તુચ્છ પણ સવિચાર ॥
માયા માણ દયામણી ॥ રૂઠી કરે અપાર ॥

રાણીનો પોકાર સાંભળીને કોટવાળ પ્રમુખ સર્વ હથિયાર લઈને દોડી આવ્યા તેવારે રાજા વિચારેછે જે, ધીગસ્તુ હો આ સંસારને જે વિષયના લાલચી જીવ અત્યંત અકાર્ય કરેછે. રખેને કોટવાળ તેને મારે, એમ ચીંતવીને પોતાના શેવકો પાશે રાજાએ કોટવાળને કહાવ્યું જે કોઇ એને મારશો નહિ, એને જતન સહિત મારી પાશે લાવો; તે વારે વંકચુળને કોટવાળ રાજા પાશે તેડી લાવ્યો, રાજાએ ધીરજ આપી આલીંગન દઇ પુછવા માંડયું. કે હે ઉ-તમ પુરૂષ તે આ ઉ-તમો-તમ નીમ કીહાં લીધા અને કોની પાશે ધર્મ સાંભલ્યો. તે વારે વકચુળ કહે સદગુરૂએ ચાર નીમ આપ્યા હતા તે માંહેના પ્રતક્ષ ત્રણ તો ફલ્યા. તેવારે રાજા કહે જે જગતને વિશે ધર્મ વડો છે. જેઓ સર્વજ્ઞના વચનની દ્રઢતા પાળે તે જીવ મોક્ષને વિશે જલદી જાય છે. અને જે સર્વજ્ઞ વચનથી વેગળાને વેગળા રહેછે તે સંસાર ઘણો ભમે છે એમ કહી વંકચુળને કહે તું માહારી પાસે જે જોઇએ તે માગ્ય હું તુજને પ્રસન્ન છું. તે સાંભળી વંકચુળ કહે હે મહારાજા પિતાની પાસે પુત્ર જે માગે તે માગ્યું આપે છે, તમો માહારા પિતા છો અને પટરાણી માહારી માતા છે માટે તેને જીવીતદાન આપો અને તે માહારી માતાને જરા દુભવશો નહિ એટલુ હું માગુ છું, તે સાંભળી રાજાએ વીચાર્યું જે અહો અહો આ પુરૂષની ઉતમતા જુઓ! જેણે તેને અવગુણ કીધો તેને ઉપકાર કરે છે! એહવી તેની ઉ-તમતા દેખી વંકચુળનુ વચન માની રાજાએ પટરાણીને જીવીતદાન દીધુ કાંઇ શબ્દ ખોટો પણ ન કહયો અને વંકચુળને રાજાએ ઘણા દેશ, હાથી, ઘોડા, રથ, પ્રમુખ લક્ષ્મી આપી સત્યવાદી જાણી પોતાની પાસે રાખ્યો તીહાં સુખભર દિવસ નિર્ગમેછે. એહવે અવસર એક માહાત્મા ધર્મ ગુરૂ વિહાર કરતાં તીહાં આવ્યા તેમને દેખી વંકચુળ ઘણો આનંદપામ્યોને ગુરૂને ઉતરવાનું સ્થાનક આપી તીહાં રાખી તેમની પાસે ધર્મપામી, સાતે

વ્યસનનો પરીહાર કીધો, એક વખત રાજા કહે જે હે વંકચુળ આપણો શિમાડો વશ કરી આવો તે સાંભળી રાજાનું વચન પ્રમાણ કરવા પોતે લસ્કર લેઇ શિમાડો વશ કરવા ચાલ્યો ત્યાં શીમાડાના રાજાઓ સાથે યુધ્ધ ચાલ્યુ તેથી વંકચુળને ઘા વાગ્યો તેવારે રાજાએ સઘળા વઇદને બોલાવીને કહ્યુ જે વંકચુળનો ઘા રૂઝાવનો ઉપાય જલદી કરો નહી તો ,માહારા દેશ માંથી નીસરો તે સાંભળી વઇદો મળી વીચારવા લાગ્યા જે ઘા મોટો વાગેલો છે તે રૂઝાતો નથી માટે કાંઇક ઉપાય કરો કે વંકચુળ મરે તો રાજા આપણી ઉપર કોપે નહીં એમ વીચારમાં પડયા તેવારે એક વઇદ બોલ્યો જે વંકચુળને માસ ખાવાનો નિયમ છે માટે આપણે રાજાને કહો જે તેમને કાગડાના માંસમાં ઓષધ ખવરાવે તો હમણાં ઘા રૂઝાશે તેવારે વંકચુળને રાજા કહે તુમે કાગડાના માંસમાં ઓાષધ ખાઓ તે સાંભળી વંકચુળ કહે હે પિતાજી ભાવી ભાવ હશે તે બનશે પણ હુ તે માંસ કદી ખાવાનો નથી ચાય પ્રાણ જાયતો કબુલ છે પણ કાગડાનો માંસ કદી નહી ખાઉ રાજાએ ઘણો મનાવ્યો તથાપી જરાયે નડગ્યો તેવાર પછી પોતાના અંતની વખતે માત્ર પ્રભુનુ સ્મરણ કરતે થકો મરણ પામીને દેવલોકને વિશે દેવતા થયો માટે જે જે મનુષ્ય સત્ય થકી દ્રઢ પણે ધર્મને વીશે સ્થીર થઇ સત્ય મારગે ચાલે તેઓ વંકચુળની પેઠે સરવે પ્રકારના લાભ મેળવી શકે



## પર સ્ત્રી લંપટ પુરૂષો માહા વીપતી અને અતી નીચ ગતીનાં દુઃખ ખમે છે તે ઉપર એક શેઠના પુત્રની વારતા,

તીલકપુર નગરને વીશે કનકધ્વજ નામનો રાજા રાજ કરતો હતો તેને જસોમતી નામે રાણી તથા તે રાણીને બે પુત્ર તથા સુનંદા નામે એક પુત્રી હતી તે ઘણી રૂપવાન હતી

એકદા સમે તે સુનંદા રાજાના મેહેલ ઉપર ચઢીને ચારે તરફ જુવે છે તો કોઇક પુરૂષ કાંઇક કસુરથી પોતાની સ્ત્રીને મારતો દીઠો તે દેખીને સુનંદાએ પોતાની માતા પ્રત્યે દાસી સાથે કહેવરવ્યું કે માહારે વી

વાહક શો નહી હુ તો એકલી રહીસ ને પરણીસ નહી.

કહ્યું છે કે બાળક અવસ્થામાં કંન્યાઓ સ્વામીનુ સુખ શું છે તે સ મજવી નથી તેમ અનુભવ રૂપી જ્ઞાન વીનાં જે ધ્યાન આત્મહીત સા ધવા કરવુ તે અનુભવ વીનાં કદી પાણ ફેળ નહી.---એમ કેટલાએક દીવસ વીત્યા પછી તે સુનંદા યોવન અવસ્થા પામી થકી એક દીવસ રાજ મેહેલ ઉપર ચડીને જુવેછે તો વસંત રૂતુના દીવસમાં કોઇ ધનવંત શેઠનો પુત્ર પોતાની સ્ત્રીની સાથે ક્રીડા કરે છે તે દેખીને સુનંદાને કા મ વીકાર જાગ્યો તે વેળા પોતાની માતા પાસે સખી મોકલી કેહેવરા, વ્યું કે રાજાને જણવીને માહારો વીવાહ કરો એવી રીતે કેહેવરાવ્યું તથાપી પોતે કામ વીકારે કરીને અંધ થઇ થકી અનેક પ્રકારના પ્રપંચ કરવા લાગી. એકદા સમયે રાજાના મેહેલની સમીપે તંબોળીની દુકા ને આવેલો વસુદત શેઠનો પુત્ર રૂપસેન સુનંદાની નજરે પડયો તેવારે સુનંદાએ ચીઠીમાં સમસ્યા લખીને પોતાની દાશી સાથે તે રૂપસેન પા શે મોકલી તેણે પણ વાંચીને પાછો ઉત્તર લખ્યો. પછી અંન્યો અં ન્ય બંનેને નયન પ્રીતી બંધાઇ તેથી કુંવરીએ કેહેવરાવ્યું કે તમારે નીરંતર અહીયાં આવવુ એવી રીતે નીરંતર આવતાં સામાસામી આંખો થી મેળાપ કરતાં હતાં એક દીવસ રાજાએ ગામમાં ઢંઢેરો ફેરવ્યો કે આવતે કાલ સરવ લોકોએ ગામ બાહાર ઉજાણી નીકળવુ તેવારે કુંવ રીએ રૂપસેનને ખબર કીધી કે હું કાલ ઉજાણી જનાર નથી માટે તુ મે પણ નહી જશો અને રાતની વખત મેહેલની પાછળ તમે આવજો અને તીહાં એક દારડુ બાંધીશું તે પકડીને તુમે માહારા મેહેલમાં પધાર જો. એમ સાંભળીને રૂપસેન પોતાને ઘેર ગયો પછી રાણીએ કુંવરીને કહ્યું કે ગામ બહાર ઉજાણી જવુછે માટે તું તઇયાર થા તેવારે કુંવરી કહે આજેતો માહારૂ શીર દુખેછે. માટે હું તો નહી આવું. પછી સઘળા લોકો તથા રાજા રાણી પ્રમુખ સપરીવારે નગરને બાહાર ગયાં તે દીવસે રાતને વિશે સુનંદાએ પોતાના મેહેલની બારીએ દારડુ બંધાવ્યું હતું ત્યાં આગળ રાત્રીને વીશે કોઇએક જુગટીઓ અથડાતો અથડાતો રાજાના મેહેલ

પાશે આવી ચોરી કરવાની લાલચે પેલો રૂપસેનને સારૂ બાંધેલો દા
ર દેખીને પોતે મેહેલ ઉપર ચડયો તેવારે તેને સુનંદાની દાશી હાથ
પકડીને રૂપસેન જાણી કુંવરીની પાશે લેઇ ગઇ પણ રાજાના તથા લોકો
ના ભયથી દીવો ગુપ્ત કરેલો તેથી અંધારે રૂપસેન જાણી કુંવરીએ તે
ની સાથે સંભોગ કીધો થોડીવાર પછી કુંવરી નીંદ્રાવશ થઇ એ
ટલે પેલો જુગટીઓ કુંવરીનો હાર લેઇને દોરની નીસરણીથી નીચે ઉત
રી ચાલતો થયો તેવારે દાશીઓએ જાણ્યું કે સંકેતી પુરૂષ તો આ
વીને ગયો માટે દોર સંકેલી લઇએ એમ ધારી દોર સંકેલી લીધો
થોડીક વાર પછી કુંવરી જાગી કેહેવા લાગી રે રે સખીઓ ભળાભ
રે મેળો થયો તે પણ થોડી વારમાં નાશી ગયો તેને તમે કેમ જવા દી
ધો એમ કહી દાશીઓને ઠપકો દેવા લાગી પણ શુ કરે જે બનવા
નુ હતું તે બન્યું.

પણે જે શેઠના પુત્ર રૂપસેન સાથે સંકેત કીધો હતો તેની શી વલે
થઇ તે જુવો. " તે રૂપસેન સુનદા પાસે આવવા સારૂ મેવા મીઠાઇ વીગ
રે શણગાર લઇને રાતની વખતે હુંશભેર ચાલ્યો આવતો હતો તેવામાં
મારગમાં કોઇનું ઘર ટુટી પડયું તેની ભીત નીચે રૂપસેન ચગદાઇ ગ-
યો તેની કોઇને ખબર નથી. પ્રભાતે તે ભીંત ઉપાડતાં અંદર દબા-
એલો શેઠનો પુત્ર ચીજ વસ્તુ સાથે મુએલો નીકલ્યો તે સાંભળીને સુનં
દા ઘણો શોક કરવા લાગી ને વીચારયું કે રૂપસેનતો ચગદાઇ
મુવો ને રાતરે તો કોઇ કુજાત આવીને ઠગી ગયો ને વળી માહારો
હાર પણ લેઇ ગયો એમ સોચ કરવા લાગી-પણ જે રૂપસેનનો જીવ સુનંદાના
ભોગમાં લીન થયો હતો તેથી કરીને મરણ લહીને તેજ સુનંદાના ઉ
દરને વીશે ગરભમાં રહ્યો તેથી માસ બે થયા તેવારે રાજાના ભય થકી
દાશીઓએ ઓખધીઓએ કરી ગરભ પાડયો એટલે થોડા દીવશ
માં કુવરી પણ સજ થઇ તે વાત કોઇ જાણતુ નથી. પછી રથપુર નગરના
રાજપુત્ર સાથે તેના પીતાએ સુનંદાને પરણાવી તે તેને લઇને રથપુરનગરે ગયો"
તેવાર પછે રૂપશેનના જીવની શી ગતી થઇ તે જુઓ: -રૂપસેનનો જીવ ગ

રનગમાં વધ પામીને સરપ થયો તે જ્યાં સુનંદા પરણી છે તેજ નગરમાં થયો એક સમે સુનંદાને દેખી પુરવના રાગને લીધે તેની કેડે પડયો તે જોઇ રાજાએ જાણ્યું કે રાણીને કરડશે તેથી ખડગે કરીને મારી નાંખ્યો ત્યાંથી મરી વાયસ (કાગડો) થયો. એક દીવશ રાજા રાણી જલ માં ક્રીડા કરવા ગયાં તીહાં તે કાગડો ઝાડ ઉપર બેશી કટુક શબ્દ બોલતો દેખી રાજાએ બાણે કરી મારી નાંખ્યો તીહાંથી મરીને હંસ થયો. એક દીવશ રાજા રાણી નદી કાંઠે ગયાં ત્યાં તે હંસે સુનંદાને દેખી તેથી પુરવના રાગે કરી સામુ જોઇ રોવા લાગ્યો અને સુનંદા ઉપર પડવા લાગ્યો તેથી સુભટ લોકોએ મારી નાંખ્યો મરીને તે હરાણીને ઉદરે હરણ થયો. એક સમે રાજા રાણી વન ક્રીડાએ ગયાં તીહાં તે હરણ રાણી સાંમો ઉભો રહીને આંખેથી આંસુ પાડવા લાગ્યો તેને દેખી રાજાએ શીકાર કીધો અને તેને ભક્ષણ કરવા લઇ ગયા પછી રાજા તથા રાણી તે હરણનુ માંસ ખાય છે અને રાણી તે ખાતાં વખાણેછે તેવામાં એક જ્ઞાની મુની માહારાજ રાજ્યમેહેલમાં ભીક્ષા લેવા ગયા હતા તેમણે તે હરણનુ માંસ ખાતાં રાજા રાણીને દીઠાં તેવારે મુની માહારાજે પોતાનું શીર હલાવ્યું તે જોઇ રાણી પુછવા લાગી જે તમે શીર કેમ ધુણાવ્યુ ? મુની કહે તેનું કારણ પુછવું હોય તો અમારે સ્થાનકે આવેથી જુવાબ દઇશું. પછી રાજા રાણી મુની રાજસમીપે જઇ નમસ્કાર કરી હાથ જોડીને વિનંતી કીધી કે હે સ્વામી અમને જમતાં દેખી આપે શીર ધુણાવ્યું તેનુ શું કારણ ? મુની કહે તમો અજ્ઞાને કરીને પોતાના રાગી નરનું ભક્ષણ કરતાં હતાં તેથી અમે શીર ધુણાવ્યુ કે હાહા ઇતી ખેદ મોહને વશ જીવ અનેક પ્રકારનાં નાટક કરેછે તેવારે રાણી કહે હે સ્વામી તે માંસ રાગી નરનુ છે એવી રીતે આપે કહ્યુ તે વાત ખરી પણ તે કોણ નરનુ માંસ હતું તે કીરપા કરીને કહો- તેવારે મુની કહે જે વસુદત શેઠનો પુત્ર રૂપશેન તુમારા નીમીતથી તુમારાજ હાથે ૭ ભવ સુધી વધ પામ્યો તેનું તમો ભક્ષણ કીધુ તેજ રૂપશેનનો જીવ જાણજો. રાણી કહે ૭ ભવ સુધી માહારા નીમીતે કેમ વધ પામ્યો. મુની કહે રૂપશેન ૧ તમારા નીમીતે દબાઇ મુવો

બીજા ગરભને વીશે તમે તેનો વધ કીધો, ત્રીજા ફણીધરના ભવે રા જાએ મારયો, ચોથો વાયસ (કાગડા) ને ભવે પણ રાજાએ મારયો પાંચમો હંસને ભવે તમારા સુભટે મારયો, છઠે હરણના ભવે રાજાએ મારયો, જેનું તમે માસ ભક્ષણ કીધું એવી રીતનાં મુનીનાં વાક્ય સા ભળીને રાજા રાણીએ મુની સમીપે ઋશીવૃત લીધું.

વીષયના વશે કરી આવી રીતે જીવને દુઃખ ભોગવવાં પડયાં તો આપ ણી શી ગતી થશે માટે ડાહ્યા પુરૂષોને પર સ્ત્રીનો સંગ ત્રીવીધે તજવા જોગ છે તેમ પોતાની સ્ત્રી ઉપર વીશેષ રાગ રાખવો તે પણ અનર થનુ કારણ છે. સ્ત્રી જગતમાં દુખની કરનારી છે.



## સ્ત્રી રેહે તો આપથી અને ન રહે સગા બાપથી તે ઉપર એક જોગી અને એક સ્ત્રીની વારતા.

ચંદ્રાવતી નામની નગરીના વનને વીશે એક ધનગીરી નામનો જોગી રેહેતો હતો, તે જોગી હમેષાં ભીક્ષા માગવાને ગામો અને શેહેરોમાં ફરવા જાય ત્યાં અનેક વીભીચારી સ્ત્રીયોનાં ચરીત્ર નજરે જોઈને તેમજ સાંભળીને વીચારવા લાગ્યો કે પ્રથ્વીમાં કોઇપણ સ્ત્રી સતી તો દેખાતી નથી જેથી એવી સ્ત્રી કોણ મળે કે જેને કોઇપણ પુરૂષનો શર્પષ થયો ન હોય જો તેવી સ્ત્રી મળે તો હું તેની સાથે વ-રવાસ માંડુ હમેષાં એવો સંકલ્પ કરવા લાગ્યો, એક દીવશ એક શે-હેરમાં ભીક્ષા માગવાને જતો હતો ત્યાં જતાં વગડામાં એક વટેમારગુ સ્ત્રી પાંચ માસની એક છોકરીને લેઈને જતી હતી તે સ્ત્રીને કેટલોક દામ આપીને તેની પાસેથી છોકરી વેચાતી લીધી તે લેઈને ચંદ્રવતી નગરીના વન માંહે પાછો આવ્યો ત્યાં આવીને નગરીથી દોઢ ગાઉ વેગળે વન માંહે એક ભોંયરૂ ખોદી તે માંહે ઘર જેવું બનાવીને તે છોકરીને ભોંયરામાં રાખી ઉછેરીને મોટી કરી, અનુક્રમે તે છોકરી ચ ઉદ વરસની થઇ ત્યારે તેની સાથે સ્ત્રી ભરથારનો સબંધ તે યોગી કરવા લાગ્યો અને મનમાં એમ માનવા લાગ્યો કે, મારી સ્ત્રી જે-

વી આખી પ્રથ્વીમાં એક પણ સતી સ્ત્રી બીજી નથી, આવા પ્રકાર ના અભીમાન ધરતો તે જોગી ચંદ્રવતીમાં ભીક્ષા માગવા જાય તેવારે ઘેરો ઘેર એવી રીતે ટેહેલ નાંખે કે "**અમ ઘર સતી અમ ઘર સતી**" આ રીતે હમેષાં ભીક્ષા માગતી વખતે બોલે ને ભીક્ષા માગે, રોજ રોજ સારૂ સારૂ ખાવાનું લાવીને પોતાની સ્ત્રીને આપે તે સ્ત્રીનું નામ રૂપાળી કહીને બોલાવે, એક દીવશ એક વાણીયાના મોહલ્લામાં તે જોગી ભીક્ષા માગવા ગયો ત્યાં બોલે કે—અમ ઘર સતી અમ ઘર સતી,—આ રીતનુ તેનું બોલવું સાંભળીને એક ઉઠાઉગીર વાણીઆએ વીચારયું કે આ જોગીને કોઇ સ્ત્રી મળેલી હોય એમ લાગે છે નહીતો આ રીતે હમેષાં બોલે નહી માટે હું તેને વીશે ખાત્રી કરૂ અને તે પછી તેનો અભીમાન ઉતારૂ, - (કહ્યું છે કે વાણીક જેવો વેહેવારીયો તેમ વાણીક જેવો ખળ ને પ્રપંચી પણ બીજો ન હોય,, )-એમ ધારી તે જોગીની પાછળ પાછળ જઇને ઝાડની પાછળ સતાયો, અને જયારે તે જોગી ભોંયરામાંથી નીસરીને ભીક્ષા માગવાને શેહેર તરફ ચાલ્યો તે એકાદ ગાઉ પોહોત્યો એટલે તે વાણીઓ જોગીના આશ્રમ પાસે ગયો અને ભોંયરાનું બારણું ઉઘાડી અંદર ઉતરયો, તેહને દેખીને પેલી રૂપાળી નામની સ્ત્રી વીશમય પામી ચીતવવા લાગી કે પ્રથવીમાં આહવા માણસો વસે છે ને હું તો જન્મથીજ આ કુવામાં આવીને પડીછુ તે માંહેથી બાહાર નીકળવાનો ઉપકાર કરૂ—એમ વીચાર કરતી દેખીને વાણીયો તેને કેહેવા લાગ્યો કે હે સ્ત્રી તું ભર યોવનમાં આ ભોયરામાં એક ભીક્ષુકની સાથે દુઃખી અવસ્થામાં કેમ રહી છે-પ્રથ્વી ઉપર તાહારા જેવી સ્વરૂપવાન સ્ત્રીઓના ભેગી પુરૂષો ઘણાક ધનાઢ્ય ને અમીર ઉમરાવો વશે છે—આ રીતનુ તે વણીકનુ કેહેવુ સાંભળીને તે સ્ત્રી કામાતુર થઇ ને તેને ગળે વળગી. કેહેવા લાગી કે હુતો આ ભોયરાનેજ પ્રથ્વી જાણુ છું બીજી પ્રથ્વી મેં તો દીઠીજ નથી, માટે આજ તો તમે માહારી સાથે સંભોગ કરો, એમ કેહેવા પછી ભોયરાનાં બારણાં બંધ કરીને બને જણ અનાચારે વરતવા લાગ્યાં ત્યા પાર પછી બે ચાર ઘ

ડીએ જોગી પણ આવી પોહોંચ્યો તે ભોયરાને બારણે ઉભો રહીને બોલ્યો કે "હે માહારા શતી કમાડ ઉઘાડો" જોગીનો અવાજ સાંભળીને સ્ત્રીએ પેલા વાણીકને એક કોઠી માંહે છુપાવ્યો તે પછી બારણાં પાશે જઈને સાંકળ ઉઘાડી, એટલે જોગી અંદર આવ્યો ત્યાર પછી તે જોગી કેટલીક મીઠાઈ માગી લાવેલો તે મીઠાઈ સ્ત્રીને આપવા માંડી તે વખત સ્ત્રીએ મીઠાઇ ફેંકી દીધી ને રીસાઇ વેગળી બેઠી ત્યારે જોગી તેને પુછવા લાગ્યો કે તું આજે શા માટે રીસ ચઢાવીને ગુસ્સો કરે છે ત્યારે સ્ત્રી બોલી કે આજે ભીક્ષા માગીને હમેષ કરતાં મોડા આવ્યા માટે કોઇ પણ બીજી સ્ત્રી સાથે તમે લુબ્ધ થયલા જણાઓ છો-જોગી કહે જે આ પ્રથ્વીમાં તાહારા શીવાય મને બીજી એક પણ સ્ત્રી પ્રીય લાગતી નથી ને હમેષ કરતાં હુ જરા પણ મોડો આવ્યો નથી તેમ છતાં તુ શામાટે જુઠુ બોલીને રીશાસ છે! તે વારે સ્ત્રી બોલી કે જો માહારા ઉપર તમને વીશેષ પ્રેમ છે તો હમેષની માફક આજે નાચ કરીને ખુબ તંબોરો વગાડો પણ એટલુ વીશેષ કરવુ કે આંખે પાટા બાંધીને આજે નાચ કરો તો હુ એમ માનીશકે તમારો પ્રતીભાવ માહારા ઉપર વીશેષ છે—આ રીતનુ સ્ત્રીનુ કેહેવું સાંભળીને વીષયની લાલચમાં અંધ થયેલો તે જોગી નહી પણ ભોગી, સ્ત્રીના કહયા પ્રમાણે આંખે પાટા બાંધીને ખુબ તાનમાં આવી પગે ઘુઘરા બાંધીને હાથમાં તંબુરો લેઇને વગાડવાને નાચવા લાગ્યો તે વખત લાગ જોઇને સ્ત્રીયે બારણું ઉઘાડી પેલા વાણીયાને નસાડી મુક્યો તેવાર પછી થોડી વારે તે જોગી પાટા છોડીને સ્ત્રીને કહે કે કેમ હવે તો ખુશી થઇ, સ્ત્રી કહે હા, પછી બંને જણે ભોજન કીધુ, બીજે દીવસે તે જોગી પેલા વાણીયાના મોહોલ્લામાં ભીક્ષા માગવા ગયો ત્યાં હમેશની પેઠે બોલ્યો કે "અમ ઘર સતી અમ ઘર સતી" તે સાંભળીને વાણીઓ બોલ્યો કે "**તમ ઘર સતી અમ ઘર હતી**" આ રીતનુ વાણીયાનુ બોલવુ સાંભળીને જોગી ખેદ વીસ્મય પામીને ફરી બોલ્યો કે—અમો વશુવને રણે તીહાં તમો કીહાં—આ રીતનુ જોગીનુ બોલવુ સાંભળીને વાણીઓ બોલ્યો કે આંખે

પાટાને ફીનરવાજે ત્યારે અમે તીહાં,-વાણીકનુ આ રીતનુ બોલવું સાં ભળીને જોગી અત્યંત ખેદ પામીને વીચારવા લાગ્યો કે " વઇદ, વાયસ ( કાગડો ) વાણીક, અને વેસ્યા આ ચારેની લેશા સારી ન હોય,- માટે નીસ્ચ કરીને આ વાણીએ માહારી સ્રીને ભોગવી છે, એમ ખાત્રી થયા પછી જોગીનો મદ ઉતરી ગયો અને વીચાર કરવા લાગ્યો કે---પાતાળને વીશે બાળવસ્થામાં લાવીને રાખેલી ત્યાં પણ વંઠીતો સ્રીનો વીસ્વાસ શો----અલબત રત્ન ભરી વશુધા (પ્રથ્વી) છે તેમાં સતીયો પણ હશે પરંતુ ઘણીક સ્રીઓ કુલટા હોયછે-અરે પ્રભુ મે જોગી થઇને જોગ ઉપર પાણી નામી સ્રીના વીષયની લાલચે અન્યાય કરયો તોપણ તે સ્રી પાતાળ ( ભોંયરા ) માં પણ વંઠી એમ ચીતવીને તે સ્રીને મુકીને ફરી ખરે ખરૂ જોગીપણું લઇને બીજે સ્થળે નાશી ગયો, આ ઉપરથી સાર માત્ર એટલોજ લેવાનોછે કે સ્રી જો પોતાના મનથી સતીવૃત હોયતો તે વૃત ભાગે નહી, અને જો તે જાતેજ વીભીચારણી હોયતો ચાહે તેટલા ચોકી પેહેરામાં રહી થકી પણ અનાચારે વરતવાને ચુકે નહી,

———— :૦: ————

## કોઈ પણ પંડીત અથવા ગુરૂ અથવાં હર કોઈ નીચ કે ઉચ માણસ પાશેથી વીદ્યા શીખવી હોય તોતે શીખવનાર નો વીનય કીધા વીનાં શીખાય નહી તે ઉપર રાજા અને ચંડાળ ( ઢેડ ) ની વારતા

રાજ્યગીરી નામની નગરીને વીશે શ્રેણીક નામનો રાજા રાજ્ય કરતો હતો તેને ચીલણા નામે પટરાણી હતી એક સમયે તે પટરાણી ગરભવંતી થઇ તે ગરભના પ્રભાવે કરીને, ચારે બાજુ ફળ ફુલ સહીત બાગ અને વચગાળે એકસ્થંભી મેહેલ હોય તે જોવાની ઇચ્છા થઇ----પણ રાજાના રાજ્યમાં તેવુ એક પણ સ્થળ નહી હોવાથી રાણી દુબળી થવા લાગી, તેવારે રાજાના મોટા પુત્ર અભયકુમારે તપસ્યા

કરીને એક દેવતાને સાધ્યો તેણે તુષ્ટમાન થઇને---એક ડંડીયો મેહેલ તથા તેની ચારે બાજુ સરવ રૂતુનાં ફળ ફુલ સહીત બગીચા તઇયાર કરયા, તે દેખીને રાણીનો મનોર્થ પુરણ થયો, પછી તે સ્થળની ચારે બાજુએ ચોકીઓ મુકી કે જેથી કરી કોઇપણ માણસ તે બગીચા માંહેથી ફળ ફુલ તોડવા પામે નહી એવે સમયે તેજ નગરને વીશે એક વીદ્યા શીદ્ધ, ચંડાળ ( ઢેડ ) રેહેતો હતો તેને કેટલીક વીદ્યાઓ શીદ્ધ થએલી હતી, તેજ ચંડાળની સ્ત્રી કારતક માસને વીશે ગરભવંતી થઇ તેણીને ગરભ મભાવે કરીને આંબ ફળ ( કેરી ) ખાવાની ઇચ્છા થઇ તેથી તે વાત તેણીએ પોતાના ભરથારને જણાવી ત્યારે તે વીચારમાં પડયો જે કારતક માસમાં કેરી તે ક્યાંથી મળશે-પરંતુ રાજા શેણીકની વાડીમાં આંબા છે તેહને સરવે રૂતુમાં ફળ થાય છે માટે ત્યાંથી લાવીને સ્ત્રીની ઇચ્છા પુરણ કરૂં. એમ વીચારીને રાતની વખતે રાજાના બગીચાની પાશે જઇ બાહાર ઉભા રહીને વીદયાના બળે આંબાની ડાળ નમાવીને એક કેરી તોડી લઇ ઘેર આવી પોતાની સ્ત્રીને ખવરાવી તેની ઇચ્છા પુરણ કરી, તે વાર પછી મભાતે બગીચાના રક્ષપાળોએ બગીચા નજીક અન્ય પુરૂષનાં પગલાં દેખી રાજાને ખબર કરી તેથી રાજાએ કેરી લઇ જનારની ઘણે મકારે શોધ કરાવી પણ કાંઇ પતો લાગ્યો નહી. ત્યારે રાજાએ પોતાના મધાન પુત્ર અભયકુમારને બોલાવી કહ્યુ કે કેરીનો ચોર ગમે તેમ કરીને પણ પકડી લાવો,---પછી અભયકુમાર તેની શોધમાં રોકાયો બીજે દીવશે નગરમાં નાટકીયા લોકો નાટક કરતા હતા ત્યાં જઇને અભય કુમારે કહ્યું કે જેટલા લોકો નાટક જોવા અહી આવ્યા છો તે સઘળા લોકોએ---નાટકીઆ નાચે તેટલી વાર હું એક કથા કહુ તે સાંભળો એમ કહીને પોતે કથા કેહેવા માંડીઃ---

પુનરપુ નામે એક શેહર છે તે માંહે ગોવરધન નામનો એક શેઠ વસે છે તેહને સુદરી નામે એક પુત્રી છે તે ઘણીજ રૂપાળી છે, તેંણીએ પોતાને ઇચ્છીત વર મેળવવા સારૂ, એક વાડી માંહેથી ફુલ લાવીને કામદેવ જક્ષની પુજા કરવા માંડી એક દીવશે તેને ફુલ ચુટતી વ-

અને વાડીના માલીક માળીએ દીઠી તેથી તેનો હાથ ઝાલીને તેની ઉપર ચોરીનું તોહોમત મુકી ઓશીઆળી કરી, અને માળી તેને કેહેવા લાગ્યો કે માહારૂ કહ્યું માનેતો હું તને છોડી દેઉ--તે સાંભળી ને તે કન્યા બોલી કે હુ હજી કુંવારી છુ અને આજથી પાંચમા દીવશ ઉપર માહારૂ લગ્ન છે-તે લગ્ન થયા પછી પેહેલી હુ તાહારી પાસે આવીશ ને પછે માહારા ભરથાર પાશે જઈશ એ બાબત હું વાંકુ બોલું તો માહારા બાપ દાદાનો કોલ આપુ છું.--તું આજથી પાંચમા દીવસે અહીંયાંજ રેહેજેને હું નકી અહીયાજ આવીશ એમ કહીને ઘેર ગઈ, પછી પાંચમા દીવસે પરણીને પોતાના ભરથાર પાશે જઈને માળી પાશે જવાની વાત કહી---તેવારે ભરથાર પણ સત્ય બોલનારી એક વચની જાણીને તેને માળી પાશે જવાની રજા આપી, પછી શોળે શણગાર સજીને તંબોળ ચાવીને---મીઠાઈ વીગેરે લેઈને મધરાત ને સમે ઘરમાંહેથી નીશરી, દરવાજા બાહાર આવી તેવામાં રસ્તે ચોર મીલ્યા, તેઓ તેણીને લુટવા લાગ્યા તેવારે તે સ્ત્રીએ તે ચોરોને કહ્યુ કે મારૂ વચન પાળીને હુ માળી પાશે જઈ આવીને પાછી ફરૂ ત્યારે તમે મને લુટજો પણ હમણાં તમે મને જાવા દયો, ચોરોએ પણ સત્ય વાદી જાણીને જતી મુકી, તેવાર પછી આગળ જતાં એક રાક્ષસ તેને રસ્તામાં મલ્યો, તે ખાઉ ખાઉ કરતો તે સ્ત્રી પાસે આવ્યો, તે વારે રાક્ષસને પણ તેમજ કહ્યુ કે તારે ખાવી હોય તો આવતી વખત મને ખાજે પણ હમણાં મારૂ વચન પાળવા માટે મને માળી પાશે જવાદે, ત્યારે રાક્ષશે પણ સત્યવાદી જાણી જતી મુકી, ત્યાર પછી તે માળી પાશે આવી, તેણીને નવ યોવન અને નવી ન તુરતની પરણેલી અત્યંત રૂપ વાળી જોઇને માળી પણ વીસ્મય પામી તેને પુછવા લાગ્યો કે હે સ્ત્રી મધરાતને વીશે આ વાડીમાં તુ એકલી કેમ આવીછુ--તે સાંભળીને તે સ્ત્રી બોલી કે મેં તને વચન આપ્યુ હતુ તેજ વચન પાળવાને હું આવી છુ--રસ્તામાં, ચોર અને રા

ક્ષસ મલ્યા છતાં તેઓને પણ વચન આપીને તાહારી સાથે મેં જે કબુલ કરેલો તે પાળવા માટે આવીછુ-આ રાતનુ તે સ્ત્રીનું બોલવુ સાંભળી અત્યંત વીસ્મય પામી ચીંતવવા લાગ્યો કે આવી વચન પાળનારી સ્ત્રી તો કોઇ પણ મે દીઠી નહી જે પોતાનુ વચન પાળવા માટે મધ્ય રાતે એકલી એહીયાં આવી એટલુજ નહી પણ રસ્તામાં મોટા સંકટો વચ્ચે પસાર થઇને અહીયાં આવી ધન છે આ સ્ત્રીને--અરે આવી સત્યવાદી સ્ત્રીનું પતી વૃત ભગાવવું એ મને ધીકાર છે-તેના ભરથારે રજા આપી, ચેર લોકોએ જવા દીધી ને રાક્ષસે પણ ખાધી નહી, તો હું એની સાથે કેમ ભોગ ભોગવુ. એમ વીચારીને તે સ્ત્રીને બેહેન કહીને બોલવી ને તેને વસ્ત્રાદીક આપી વીદાય કરી, ત્યાર પછી તે સ્ત્રીને રાક્ષસ મલ્યો તેની આગળ માળી અને પોતાના ભરથારની સઘળી હકીકત કહી તે સાંભળીને રાક્ષસ વીચારવા લાગ્યો કે--નવ યોવન અને રૂપવંત છતાં સત્યવાદી જાણીને માળીએ બેહેન કહીને વીદાય કરી છતાં હું આ સતીને કેમ ખાઉ જો હું તેનુ ભક્ષણ કરૂં તો માહારૂં શરીર બળીને ભસ્મ થઇ જાય એમ વીચારીને તેણે પણ બેહેન કહીને વીદાય કરી પછી ચોર મલ્યા તેઓએ પણ આગલો સરવે વૃતાંત સાંભળીને બેહેન કહી વીદાય કરી તે પછી જયારે પોતાના ભરથારની પાસે આવીને ભરથારે તેની સઘળી બીના સાંભળી ત્યારે તે પણ ઘણોજ પ્રશન થયો અને પોતાની સ્ત્રીને સતી જાણી તેને સઘળા ઘરનો કારભાર ભળાવી બહુ માન આપ્યું--આ રીતની કથા કહીને અભય કુમાર નાટકના પ્રેક્ષક લોકોને પુછવા લાગ્યો કે "સ્ત્રીનો ભરથાર, માળી, રાક્ષસ, અને ચોર, એ ચાર માંહેથી સરવો પરી દ્રઢ અને ગુણ વાળો કોને કેહવા ? આ રીતનુ અભયકુમારનુ બોલવું સાંભળીને જેઓ વીભીચરી હતા તેઓ બોલ્યા કે, સરવેથી દ્રઢ માળીને કેહેવાય, અને જેઓ સ્ત્રીઓ પત્યે અભીલાશી હતા તેઓએ તે સ્ત્રીના ભરથારને વખાણ્યો, અને જેઓ માંસ ખાવાના લાલચુ હતા તેઓએ રાક્ષસને વખાણ્યો પછી તે નાટક જોવાને પેલો કેરીનો ચોર ચંડાળ ( ઢેડ ) ત્યાં આવેલો તે બોલ્યો કે સરવેથી દ્રઢતા ચોરના કેહેવાય, આ રીતનું તેનુ

બોલવુ સાંભળીને અભયકુમારે વીચાર્યું કે કેરીનો ચોર આજ છે મ ધારીને તે ઢેડને કહ્યુ જે કેરીનો ચોર તુજ છે માટે ખરૂ બોલ તો તાહારો ગુન્હો માફ થશે પછી તે ઢેડે કહ્યું કે માહારી સ્ત્રીની ઇચ્છા પુરણ કરવા માટે મેં વીદ્યાને બળે કરીને કેરી લીધી હતી, પછી તે ઢેડને અભય કુમાર રાજાની પાશે લેઈ ગયો રાજા કહે જે ચોરીના ગુન્હાની એને શીક્ષા કરો તે સાંભળી અભય કુમાર કહે જે સાહેબ એની પાશે વીદ્યા ઘણી સારી છે માટે તે વીદ્યા તમે શીખો પછી રાજાએ તે ઢેડ પાસે વીદ્યા શીખવવા માટે તેના મંત્રક્ષર ગોખવા માંડયા પણ રાજાની જીભે ચઢયા નહી તેવારે અભયકુમાર જે મોટો બુદ્ધીવાન હતો તે બોલ્યો કે સાહેબ વીદ્યા કાંઇ હાવી રીતે આવે નહી જેની પાસેથી વીદ્યા શીખવી હોય તેની સામે હાથ જોડીને સામે ઉભા રહીએ તો વીદ્યા શીખાય માટે આ ઢેડને ખુરશી ઉપર બેસાડીને તમે તેની સામે ઉભા રહીને મંત્ર ગોખો એટલે વીદ્યા શીદ્ધ થશે પછી રાજાએ તે ઢેડને ખુરશી ઉપર બેસાડીને પોતે સામો ઉભો રહીને માંત્રક્ષર ગોખવા લાગ્યો એટલે તુરત શીખી ગયો પછી રાજાએ તે ઢેડને ઘણું ધન તથા વસ્ત્ર તથા દરવરશે તેના ભરણ પોશણ જેટલુ વરખાશન કરી આપી તેને વીદાય કર્યો---માટે જેની પાશેથી વીદ્યા શીખવી હોય તેહનો વીનય કીધા વીનાં કદી પણ વીદ્યા સફળ થાય નહી.

—— ——०ॢ०ॢ०ॢ०——

## જેની પાસે જેટલી વીદયા ભણી હોય તેટલો તેનો ઉપકાર માનવો અને તે ઉપકાર ન માને તો દુખ પામે તે ઉપર એક ત્રીદંડીની વારતા.

રતનપુરનામના નગરને વિશે ચંડીલ નામે એક હજામ રેહેતો હતો તે પોતાની વિદ્યાના બળે કરી નખ, દાઢી, માંથું સમારીને નરાણી અને અસ્ત્રો આકાશે રાખતો હતો, તેણે દેખી કોઇ ત્રીડંડીએ ચીંતવ્યું જે હું તેની વિદ્યા શીખું એમ ધારીને તે હજામની શેવા ચાકરી કરવા લાગ્યો, તેથી કરી તે હજામે ત્રીડંડીયાને તે વિદ્યા શીખવી. તે શીખીને ત્રીદડીયો ફરતો ફરતો ગજપુર નગરને વિશે જીહાં પદમરથ રાજા રાજ્ય કરે છે, તીહાં આવ્યો. ત્યાં વિદયાના બળે પોતાનો દંડ આકાશે રાખે, તે દેખી લોકો તેને માનવા લાગ્યા તથા તેહને ધન્ય વસ્ત્ર આપવા લાગ્યા તે લઈ પોતે ઘણો ખુશી થાયછે. એક સમયે પદમરથ રાજાએ ત્રીદડીયાને પોતાની પાસે તેડાવી હાથ પગ ધોઇ પુજા કરી પગે લાગી પુછ્યું, કે કહો સ્વામી એ દંડ આકાશે રેહેછે તે તુમારી તપશક્તિના બળે કીવા કોઇ વિદયાની શકતીના બળે રેહેછે. તેવારે ત્રીડડીયો કહે હે રાજન માહારે વિદયાની શકિત છે, તેવારે રાજા કહે કહો સ્વામી તે વિદ્યા કીહાં અને કોની પાસેથી શીખ્યા તેવાર ત્રીદડીયો હજામનું નામ દેતાં લાજ્યાયો તેથી કરી જુઠું બોલ્યો જે હે રાજન એ વિદયા મેં હીમવંત પરવત ઉપર તપની શકિતએ કરીને સરસ્વતી આગાધી તેથી તેણે પ્રતક્ષ થઇ એ વિદ્યા આપી છે તે માટે વિદ્યાનો દાતા ગુરૂ તો સરસ્વતી છે એવુ કેહેતાંજ આકાશેથી તેનો દંડ ખરખર કરતો નીચે પડયો તેથી કરી ત્રીદંડીયો ઘણી લજયા પામ્યો—લોકોએ હાંશી કીધી તથી ઘણો દુખી થયો, માટે જે કોઇ કોઇનો ઉપગાર ઓળવશે તે ત્રીદડીયાની પેઠે દુખી અને ભ્રષ્ટ થશે એ બાર.

——— ❧ ———

## એક કપટી બ્રાહ્મણની વારતા

ઉજેણી નગરીને વિશે એક અઘોરશીવ નામે બ્રાહ્મણ રેહેતો હતો તે માહા કપટી, મહા ધુતારો, મહા પાપી હતો, તેથી કરી રાજાએ તેને નગર બાહેર કહુડાવ્યો; તીહાંથી નીકળીને ચરમકાર દેશને વિશે ગયો, તીહાં જઇ ચોરની પાલ્યમાં ચોરને મળી કહે જે માહારી પ્રશંસા વધારો તો આ ત્રણ ગામના વીચમાં રહીને તમને ઘણું ધન અપાવું. તે સાંભળી ચોરોએ હા કીધી તેવારે તે બ્રાહ્મણ તાપસનો વેશ લઇને ત્રણ ગામને વીચગાળે રહયો પછે ભીલ લોકોએ એવી બુમ ચલાવી જે આ બ્રાહ્મણ મહા તપસ્વીછે, માહા પંડીત અને દેવ જેવોછે એવી પ્રશંસા લોકમાંહી ચાલી તે વારે ગામ ગામના ભોળા લોકો તપસ્વી જાણી જમવા તેડી જાય, મન ગમતું ભોજન જમાડે અને પોતાના ઘરની લક્ષ્મી તેહને દેખાડે વળી ઘરની સઘળી વાત તેના આગળ કહી સંભળાવે નીમિતાદિક પુછે તેહને જોતીશના બળે અગમ નિગમની વાત કહે પછે રાત્રિને વિશે તે ખોટો તપસ્વી ચોરોને લેઇને ભોમીઓ થકો ખાતર પડાવે એમ ચોરી કરાવતાં તે ત્રણે ગામના લોકોને નીરધન કીધાં એમ કરતાં એક સમે કોઇ કણબીને ઘેર ખાતર પાડતાં તે કણબીનો દીકરો જાગ્યો તેથી બીજા સરવે ચોરો નાશી ગયા અને એક ચોરને ઝાલ્યો, તેને રાજાની પાસે લઇ ગયા તીહાં રાજાએ કોરડાનો માર દેવરાવ્યો ને કહે જે ખરેખરૂં કહે, નહીતો ગરદન મારીશું. તે વારે તે ચોરે મરણના ભયથી ખરેખરૂં કહ્યું જે હે રાજન અમને તો એ તાપસ ઘર દેખાડે છે અને એણેજ શીખવ્યું છે. પછે તાપસ સહીત સઘળા ચોરને પકડી મંગાવી બુમ માર્યા પણ તાપસને ન માર્યો પણ તેની બે આંખ્યો કહાડી લીધી, તેથી કરી અસરણ અનાથની પેઠે મહા વેદના ભોગવતો અથડાતો પશ્ચાતાપ કરવા લાગ્યો જે હા હા મેં ભુંડું કીધું હું બ્રાહ્મણ છતે ઘણા જીવોને દુઃખનો દેનાર, મહા પાપ કર્મનો કરનારો લોકોને નીંદવા યોગ્ય થયો એમ પશ્ચાતાપ કરતાં મરણ પામી માઠી ગતી પામ્યો.

## પરોપકારી પુરૂષ પોતે દુઃખમાં પડવા છતાં પરને ઉપકાર કરવાને ચુકતા નથી તેમજ પરજીવનુ ભુંડુ કરીને પોતાનુ ભલુ કરવા ઈચ્છનારનુંજ ભુંડુ થાય છે તે ઉપર અમરદત્ત રાજ્યકુંવરની અત્યંત ચમત્કારી વારતા.

લક્ષ્મીપુર નામના નગરને વિશે વીક્રમ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેહને પદમશ્રી નામે રાણી હતી, પણ તેને એક પણ પુત્ર નહી તે માટે રાણી અનેક ઉપાયો કરવા લાગી પણ પુત્ર થાય નહી, એક દીવશે પોતાની દાશીઓને સાથે લેઇને રાણી પોતાના નગરની બાહાર વનમાંહે આરામ લેવા ગઇ ત્યાં એક બગીચામાં પોતાની દાશીઓ સાથે રમત ગમત કરતાં બગીચાની માંહે એક ઝાડ ઉપર બેઠેલી એક વાંદરીને દીઠી તેને દેખીને રાણીની દાશીઓ ઉડાડી મુકવા લાગી ત્યારે વાંદરી મનુષ્ય ભાષામાં બોલી કે અહીંયાં હું તમને કાંઇ હરકત કરતી નથી તેમ છતાં શા માટે ઉડાડી મુકે છે, આ રીતનું વાંદરીનું મનુષ્ય ભાષામાં બોલવું સાંભળીને રાણી વિસ્મય પામી તેને પુછવા લાગી કે તુ વાંદરી છતાં મનુષ્ય ભાષા બોલેછે તેનુ કારણ શુ? તેવારે તે વાંદરી બોલી કે હું જે વનમાંહે રહું છું તે વનમાંહે એક દીવશ એક વિદયાધર પુરૂષ આવ્યો હતો તેહની સ્વાગતા કરી તેથી તેણે પ્રસન્ન થઇને મને મનુષ્ય ભાષા શીખવી તેથી હું મનુષ્ય ભાષા બોલું છું અને વાંદરીની ભાષા પણ બોલું છે. આ રીતનું વાંદરીનું બોલવું સાંભળીને રાણી તેહને કેહેવા લાગી કે તું હમેશાં વનમાંહે રેહેછે તેથી કાંઇ એવી ચીજ દીઠી છે કે જે ખાવાથી કે પીવાથી પુત્ર થાય, આ રીતનું રાણીનું કેહેવું સાંભળીને વાંદરી બોલી કે હા એક જાતની દવતાઇ ઔષધી થાયછે તે ઔષધી નિરમળ પાણીમાં ઘશીને પીએ તો તે પીનારી સ્ત્રી ગરભવંતી થાય, પછી તે વાંદરીને કહ્યું કે તે ઔષધી તું મને લાવી આપે તો તું જે માગે તે આપું. આ રીતનું રાણીનુ કેહેવું સાંભળીને તે વાંદરીએ વિચારયું કે હું તો વાંઝણી છું માટે રા

ણીને એવી ઔષધી આપુ કે પ્રથમ તેને વાનર પુત્ર થાય એટલે તે પુત્રને રાણી નાખી દેશે એટલે હું લેઇને પુત્રવતી થઇશ એમ મન માં ધારીને વનમાં જઇને ઔષધી લાવીને રાણીને આપી પછી તે ઔષધી લેઇને રાણીએ ઘેર આવી ઘશીને પીધી તેજ દીવશથી રાણી ગરભવંતી થઇ પછી નવ માસ પુરા થયેથી વાનર પુત્ર જનમ્યો, તે દખીને રાણી ઘણોજ ખેદ પામી પછી લોકોમાં હાંશી થવાના ભયથી તે વાનરપુત્રને પોતાની દાશીને આપી કહ્યું કે આને બગીચામાં મુકી આવ્ય, પછી તે દાશી તે વાનરપુત્રને લેઇને બગીચામાં મુકી આવી એટલે પેલી વાંદરી ત્યાં આવીને તે પુત્રને લેઇ ગઇ, પણ સ્તન પાન વિના તે દુબળો થવા લાગ્યો પછી તે વાંદરીએ બીજી વાંદરીને ધવ- રાવવા આપી મોટો કર્યો,---અહીંયા પદમશ્રી પોતાના મેહેલમાં બેઠી બેઠી શોક કરવા લાગી જે બળાત્કારે પુત્ર થયો તે પણ વાનર થયો, એમ દુઃખ ધરતી રૂદન કરવા લાગી, તેવારે પેલી વાંદરી રાણી પાસે આવીને કેહેવા લાગી કે બાઇ હું વાંઝણી હતી તેથી વાનરપુત્ર ઉત્પ ન્ન કરવાને મે તને તેવીજ ઔષધી આપી હતી પણ હવે નર પુત્ર થાય તેવીજ ઔષધી લાવી છું તે તું ઘશીને પી એટલે તાહારે મહા પરાક્રમી અને ઘણાજ ઉત્તમ ગુણવાળો એક પુત્ર રત્ન થશે એમાં જ રા પણ સંદેહ રાખીશ નહી. એમ કહીને તે વાંદરીએ રાણીને ઔ ષધી આપી તે રાણીએ ખાધી તેથી તે ગરભવંતી થઇ અનુક્રમે શુભ દીવશે શુભ વારે શુભ નક્ષત્રે પુત્ર જનમ્યો, તેના પિતાએ ઓછવ કી- ધો, સ્મસ્ત કુટુંબ પ્રમુખ ખુશી થયા તે પુત્રનું નામ અમરદત્ત પાડયું પછી તે બાળક જેમ નંદન વનને વિશે કલ્પવૃક્ષ વધે તેમ વન વ ધવા લાગ્યો અનુક્રમે બોહોતેર કળા પારગામી થયો વળી કામનુ વન જે જોવન અવસ્થા તે પામ્યો માતા પિતાએ પદમાવતી નામની રાજકન્યા સાથે પરણાવ્યો. પછી પદમાવતી સાથે સુખ ભોગમાં લીન થએથી કાળ નીગમતો જાણતો નથી. એકદા સમય લોકને સંતાપવાને માટે ગ્રીષ- મરૂતુ મહા તાપકારક આવ્યો તે સમયે અમરદત્ત પદમાવતીને સાથે લેઇ નર્મદાનદીમાં જળક્રીડા કરવા સારૂં ગયો તીહાં સ્ત્રી ભરતાર નદી-

માં જળક્રીડા કરે છે એવામાં પદમાવતીએ નદીમાં એક ફુલનો કંચુવો તરતો દીઠો તેથી પોતાના સ્વામીને કહજે હે પ્રભુ પેલો કંચુવો મને લાવી આપો તે પેહેરવાની મને ઘણી હુંશ છે તેવારે અમરદત્ત કેહે આટલા બધા અથાગ જળ માંહેથી કયમ કરી લાવું એ વાત બનવાની નથી માટે એ હઠ તું મુક. તેવારે પદમાવતી કેહે એ કંચુવો આણી આપો તો મારૂ જીવન છે નહી તો મરણ છે તે સાંભળીને અમરદત્ત જેમ રામ સીતાની હઠ થકી સોનાના મ્રગ પુઠે થયો તેમ પદમાવતીની હઠ થકી સ્ત્રીને મુકીને નાવડીયા પાસે વાહાણ સજ કરાવીને એક નાવડીયો અને બીજો અમરદત્ત બંને નર્મદાના અથાગ જળમાં પેઠા એવે જેમ જેમ કંચુવો તરતો આગળ ચાલે તેમ તેમ કુમાર પણ પોતાનું વાહાણ તેની પુઠે ચલાવે એમ કરતાં રાત પડી તેવારે માણસ જેમ વિસામો ખાય તેની પેઠે કંચુવો થંભ્યો તે લેવાને અમરદત્તે તેની ઉપર હાથ નાંખ્યો તેજ વખત તે કંચુવાના અસ્તકને વિશેથી દૈવ્યરૂપ સ્ત્રી હાર કુંડળ પેહેરેલી પેદા થઇ તે દેખીને કુમાર વિસ્મય પામનો જોવા લાગ્યો અને નાવ તથા નાવડીયાને મુકીને કુમાર કઉતક જોવાને તે સ્ત્રીની પુઠે થયો તે વારે સ્ત્રી નદીમાંહેથી નીસરીને તટે આવી તીહાં કાળિકાનું દેહરૂં હતું તે માંહે કાળિકાની મુરતીને પુસ્પનો કંચુક પેહેરાવીને નમસ્કાર કરીને કહે જે હે સ્વામીની ઘણા કલ્યાણની કરનારી થજે એવું કહીને દેહેરા માંહેથી નિસરીને અદ્રસ્ય થઈ તેવારે અમરદત્તે તે દેવીના અંગપરથી કંચુઓ ઉતારી લીધો તે લઇને નદી તટે આવ્યો તીહાં નાવ તથા નાવડીયો દીઠો નહી તે વારે હાક મારતો બોલવા લાગ્યો રેરે નાવડીયા! કિહાં ગયો એમ પોકારતો ભય પામીને રાતની વખત એક પાણીની પરબમાં જઈ સુતો તીહાં કુવરને નીદ્રા આવી તેવારે કેટલાએક ચોર આવ્યા તેમણે કંચુવાની સુગંધ આવી તેથી વીચાર કરવા લાગ્યા કે કોઇ ભોગી પુરૂષ અહીયાં સુતો છે એમ ધારી અંદર પેઠા પણ કાંઇ ધનતો દીઠું નહી પણ પુસ્પનો કંચુવો લઇને ચોર નાશી ગયા, પ્રભાતે કુવર જુવે છે તો કંચુવો દીઠો નહી તેથી ઘણો ખેદ પામી

વીચારવા લાગ્યો કે હવે કંચુવા વીના પદમાવતીને મુખ કેમ દેખાડું એમ ચીંતવતો થકો ભમવા લાગ્યો ભમતાં ભમતાં લક્ષમીવાસ પાટણ નામના નગરમાં આવી પોહોત્યો તીહાં સાગર નામા શેઠે કુમરને દીઠો તેણે કોઇ તેજસ્વી ઉત્તમ પુરૂષ જાણી બોલાવ્યો, કુમારનું વચન તથા સોભાગ્ય દેખી ખુશી થયો પછી આગ્રહ સહીત પોતાને ઘેર તેડી ગયો, પોતાના પુત્રની પેઠે સ્નાન ભોજન કરાવી કુમરને પોતાને ઘેર રાખ્યો જેમ પીતાને ઘેર પુત્ર રહે તેમ સાગર શેઠને ઘેર કુમાર રહયો એવે વરષાકાળ આવ્યો સ્મસ્ત પૃથ્વી રૂપી સ્ત્રીએ લીલા તૃણા રૂપી લીલો કંચુક પેહેર્યો, નદી તળાવ સર્વે પાણીએ ભરાયાં. એક દિવશ લક્ષમીધર રાજાનો હસ્તી પાણી પીને પાછો વળતાં કાદવ માંહી ખુત્યો તેને કોઇ કાહાડી શકે નહી ઘણા ઉપાય કર્યા પણ સરવે નિષફળ થયા તે વારે રાજા કહે જે કોઇ માહારા હસ્તીને કાદવ માંહેથી કાહાડે તેને જે માગે તે આપું એવો ઢંઢેરો વગડાવ્યો તે સાંભળીને અમરદત્ત કહે હું તે હાથીને કાદવ માંહેથી બાહાર કાહાડી આપું તે સાંભળીને રાજાના શેવકો કુમારને રાજા પાસે તેડી ગયા ત્યાં રાજાને કુંવર કહે કે તમારો પ્રધાન સાજ કરે તો હું કાદવમાંહેથી હાથી કાહાડું તે સાંભળી રાજાએ પ્રધાનને કુંવર સાથે મોકલ્યો,

પછી કુમર અને પ્રધાન બને જાણ તીહાં હસ્તી હતો તહી ગયા ને ત્યાં કુમારે પોતાની બુદ્ધિએ હરેક યુક્તિ કરી હાથીને બાહાર કાહાડયો તે વારે નગરમાં જયકાર થયો રાજા કુમરની બુદ્ધિ દેખી ખુશી થયો થકો કેહેવા લાગ્યો કે તાહારે માગવું હોય તે માગ તેવારે કુમાર કહે માહારે કાંઇ જોઇતુ નથી પણ આ સાગરશેઠને આપો તેવારે રાજાએ સાગરશેઠને તેડાવી નગરશેઠની પદવી આપી.

તેવાર પછી પોતાને ઘેર જઇને સાગરશેઠ કુમારને કેહેવા લાગ્યો કે માહારી પુત્રી સાથે તમે લગન કરો તે સાંભળીને અમરદત્ત બોલ્યો કે, માહારી સ્ત્રી પદમાવતી છે માટે હું બીજી સ્ત્રી પરણવાની ઇચ્છા રાખતો નથી તેમ છતાં વળી તમે તો મારા પીતા તુલ્ય થાઓ માટે તમારી પુત્રીતો માહારે બેહેન તુલ્ય થાય તેની સાથે લગ્ન

કરતું યોગ્ય નથી, આ રીતનું કુંવરનુ બોલવું સાંભળીને શેઠ પણ સમજી ગયા પછી શેઠને ઘેર કુંવર સુખેથી રેહેવા લાગ્યો, એક દિવશ શેઠને કુંવરે કહ્યું કે એક લાખ રૂપૈયા તમે મને આપો તેનો માલ લેઈને હું સફરે જાઉં અને જે નફો મળશે તે તમને આપીશ મારે તો ફક્ત દેશાન્તરે કૌતક જોવાની ઇચ્છા છે આ રીતનું કુંવરનું કેહેવુ સાંભળીને શેઠે તેને એક લાખ રૂપૈયા આપ્યા તે લેઇને કુંવરે અનેક જાતનાં કીયાણાં વિગરે માલ લેઇને વહાણમાં ભર્યાં, અને પોતાની સાથે આઠ ભેંશો તથા ચાકર અને રસોઇ બનાવવા માટે એક રાંધણને રાખી, પછી સારા શુકન જોઇને સારે દિવશે કુંવર વાહાણ ઉપર ચઢીને મુસાફરી કરવા ગયો તેહની સાથે બીજા પણ વાહાણના વેહેપારી મોટા મોટા વાહાણે ચઢયા. અનુક્રમે સમુદ્રમાં ચાલતાં એક બેટ આવ્યો તીહાં મીઠું પાણી દેખીને સહુ લોક ભરવાને ઉતર્યા, અને કુંવરે પણ પોતાનુ વાહાણ ત્યાં સ્થંભાવ્યું, પછી વાહાણ ચાલવા માંડયા ત્યારે કુંવર બોલ્યો કે તમે સરવે હાલ ચાલતા થાઓ માહારૂ ચીત સ્વચ્છ નથી માટે હું તો અહીંયાજ રહીશ ને પાછા વળતાં તુમે અહીંયાજ આવશો તો તે વખત હું તમારી સાથે આવીશ એમ કહી સર્વેને વિદાય કર્યા અને પોતાનુ એક વાહાણ તે દ્વીપને વિશે રાખી પોતે ત્યાં રહયો, પછી કુંવરે પોતાની બુદ્ધિ વડે રત્ન પેદા કરવા માટે એક યુક્તિ કરી તે એવી રીતે કે પોતાની સાથે જે ભેંશો હતી તે ભેંશોના છાણનાં છાણાં થપાવ્યાં અને તેનુ દુધ ઝમાવીને હમેષાં દહીં બનાવે, પછી તે છાણાં બાળીને તેની ગરમ રાખ સમુદ્રમાં પોતાના ચાકરો પાસે નંખાવે એટલે તેની ઉનાશમાં પોતાની ખરજ ટાળવા માટે સમુદ્રમાં રેહેનારા મચ્છ વિગરે પ્રાણીઓ ત્યાં આવવા લાગ્યા તેવારે કુંવરે પોતાના રસોઇઆ પાશે દહીંનો કરંભો કરાવી તે માંહે કપુર વિગરે સુગંધી પદારથો નંખાવીને પેલા સમુદ્ર માંહેલા પ્રાણીઓને ખાવા માટે ચાકરો પાસે સમુદ્રમાં નંખાવવા લાગ્યો એમ દર રોજ રાખ નાખે તેવારે સમુદ્રના પ્રાણીઓ ત્યાં આવે ત્યારે તેમને ખાવા માટે કરંભો નાખે તેની સુગંધને લીધે ઘણાક પ્રાણીઓ તે

ખાવાને આવવા લાગ્યા, જેમ કમળની સુગંધ લેવા માટે ભમરાઓ આવે તેમ તે સમુદ્રના પાણીઓ આવવા લાગ્યા એમ કરતાં કેટલાક દિવશ વીત્યા પછી તે જાનજંતુઓ વીસ્વાસ પામ્યા ત્યારે કુંવરે તે કરંભો સમુદ્રમાં નાખવાનો બંધ કરીને પોતાની પાસે થાળીમાં મુકવા લાગ્યો ત્યાં તે જંતુઓ ખાવા આવવા લાગ્યા, અને વીસ્વાસથી હળી ગયા માટે માણસને દેખીને નાસે નહી એક દિવશ એક મછ ત્યાં કરંભો ખાવા આવ્યો તેણે થાળીમાં એક રત્ન મુકીને કરંભો ખાધો, તે જોઇને કુંવરે હરખ પામી રત્ન પોતાની પાસે રાખ્યુ તે વાત પોતાના ચાકરો વિગેરેને જણાવી નહી તે પછી હમેશાં થાળીમાં કરંભો મુકે ને ત્યાં જંતુઓ ખાવા આવે ત્યારે કુંવર એકલોજ તેની પાસે રેહ, પછી હમેશાં ઘણાંક પ્રાણીઓ કરંભો ખાવા આવે તેઓ સમુદ્રમાંહથી રત્ન પોતાના મોમાં ઘાલીને લેતા આવે તે થાળીમાં મુકતા જાય ને કરંભો ખાતા જાય, એ રીતે જેટલાં રત્નો આવતાં જાય તેટલાં લેઇને કુંવર લીલા છાણમાં ઘાલીને છાણાં થેપી તે માંહે રાખીને તે છાણાં જુદાં એક સ્થળમાં રાખવા લાગ્યો, એ રીતે અમરદત્ત કુંવરે ઘણાજ રત્ન મેળવીને છાણાંમાં છુપાવી રાખ્યાં.

એક દિવશે કુંવરનુ પ્રથમનુ વાહાણ નાવડીયા સહિત ત્યાં આવી પહોંચ્યું તે દેખીને કુવર વિસ્મય પામી તે નાવડીયાને પુછવા લાગ્યો કે અચાનક દઇવયોગે તું અહીયાં શી રીતે આવી પહોંચ્યો અને આટલા દિવશ તું કીહાં રહયો હતો તેવારે તે નાવડીઓ બોલ્યો કે સ્વામી જે વારે તમો સ્ત્રીની પુઠે ગયા તે વારે હું નદીના તટ ઉપર વાહાણ બાંધીને સુઇ રહયો હતો ને જયારે નિદ્રાવશ થયો ત્યારે નદીના કલોલા ચડયા તેથી નાવ છુટીને ચાલતુ થયુ, તે ઘણાક ગાઉ સુધી નીકળી ગયું ત્યારે હું જાગી ઉઠયો ને જોયુ તો વાહાણ નદીના મધ્ય વચે દેખાયુ જેથી હું ખેદ પામ્યો ને ચીંતવવા લાગ્યો કે હવે હું શુ કરૂ, માહારો સ્વામી એકલો રહયો ને હું પણ એકલો રહયો, એમ ખેદ કરતો કરતો વાહાણ હંકારીને એક ગામના કીનારાપર લઇ ગયો, ત્યાં જઇ ઘણા દિવશની ભુખ ભાગી ભોજન કરયું. થોડા દિવશ ર-

હીને તમારી ખોળ કરતો કરતો વાહાણ હંકારીને ચાલતાં અહીયાં આ વી પહોંચ્યો. દૈવયોગે તમને દખીને જાણે ફરીથી જન્મ પામ્યો તે તેવી રીતે આણંદ થયો, આ રીતનું નાવડીયાનુ બોલવુ સાંભળીને કુંવરે તેને પોતાની પાસે રાખ્યો અને વિશ્વાસુ હોવાથી રત્ન વિગરે સઘળી હકીકત તેને જણાવી, એ રીતે ત્યાં રેહેતાં થકાં જે વાહાણો કું-વરના કેહેવાથી દેશાન્તરે ગયાં હતાં તે પણ પાછાં ત્યાંજ આવી પોતાં તેમની સાથે ચાલવા માટે કુંવર પણ તૈયાર થયો, પછી પોતે રત્ન ઘાલીને છાણાં થેપી રાખ્યાં હતાં તે અને વગર રત્નવાળાં ખાલી છા-ણાં પણ વહાણુમાં જુદાં જુદાં ભરી રાખ્યાં. તે દખીને પેલા દશાન્તરથી કમાઇને આવેલા વાહાણવાળા કુંવરની હાંશી કરી કેહેવા લા-ગ્યા કે વાહાણમાં છાણાં શું કરવાને ભરોછો ? છાણાં નહી ભરતાં અમારી વ-સ્તુ તમારા વાહાણમાં ભરો કે જેથી અમે તમને ભાડુ આપીશું. તે વારે કુંવરે કહ્યું કે માહારા વાહાણમાં તો છાણાંજ ભરવાનો છું બીજુ કાંઇ ભરવુ નથી. પછી સરવે વાહાણ ચાલવા લાગ્યાં, તે જ્યારે મધ્ય વચ્ચે આવ્યાં તેવારે સમુદ્રમાં તોફાન થયું જેથી કરી વાહાણ ઉ મારગે ચઢી ગયાં તેથી દરીયામાં ઘણાં દિવશ થયા, પછી સઘળાઓની પાસેથી બળતણ ખુટી ગયું તેવારે કુંવરની પાસેથી બળતણ વેચાથી માગ્યું પણ કુંવરે વેચાણ આપ્યું નહી, ત્યારે સઘળા વાહાણવાળા ક-રગરવા લાગ્યા, પછી કુંવરે તેમને કહ્યું કે હું તમને બળતણ માટે છાણા આપું પણ તેની કિમ્મત લેવાની નથી જેવાં છાણાં હું તમને આપું તેવાં ઘેર જઇને મને પાછાં આપવાનો લેખ કરી આપો. પછી તે વાહાણવાળા સઘળા વેહેપારીઓએ કુંવર પાસેથી છાણાં લેઇને તેને લેખ કરી આપ્યો કે જેવાં લીધાં છે તેવા ઘેર જઇને આપીશું. પછી કુંવરે રત્ન વગરનાં છાણાં આપી લેખ કરાવી લીધો તે વાર પછી વાહાણ કુશળ ક્ષેમે પોતાને નગરે આવી પોતા તેની ખબર સાંભળીને સહુ સહુના સબંધીઓ સમુદ્રને કિનારે મળવા આવ્યા, તેવારે સાગરશેઠને કોઇએ કહ્યું કે કુંવર તો કાંઇપણ કમાયા વિના વાહાણ-માં છાણાં ભરીને લાવ્યો છે, તે સાંભળીને શેઠ કુંવરની સામે આવ્યો

નહિ, પછી વાહાણના સરવે વેહેપારીઓ નગરના રાજા લક્ષમીધરની પાસે પ્રથમ ભેટ લેઇને ગયા, તેમાં કોઇએ કાંઇ તો કોઇએ કાંઇ એમ અમુલ્ય ચીજો થાળમાં મુકીને રાજાને ભેટ કરી ત્યારે કુંવરે પણ એક થાળમાં રત્ન સહિત એક છાણું મુકી તે ઉપર રૂમાલ ઢાંકીને રાજાની સામે ભેટ મુકી પછી બધી ભેટો ઉઘાડીને જોતાં બધી સારી ચીજો દેખાઇ પણ કુંવરના થાળ ઉપરથી રૂમાલ ઉંચો કરીને જોયું તો તેમાં છાણું દેખાયું. તેથી લોકો હસવા લાગ્યા, પણ રાજાએ વિચાર્યું કે કુંવર મહા અકલવાળો છે માટે છાણું મુકવાનું કાંઇ કારણ તો હશેજ એમ વિચારીને રાજાએ છાણું હાથમાં લીધું તે વારે તે છાણું રાજા પાસેથી લેઇને કુંવરે ભાગ્યું એટલે તે મહિંથી ઝગઝગાટ કરતું રત્ન નીકલ્યું તે દેખીને રાજા ઘણોજ વિસ્મય પામ્યો અને પેલા વાહાણના વેપારી પણ દીગમુઢ બની ગયા, પછી કુંવર રાજાને કેહેવા લાગ્યો કે દરીયા કિનારે ચાલો, હું મારા વાહાણ મહિલુ કીયાણુ તમને દેખાડુ પછી રાજા પણ કુંવરની સાથે દરીયા કિનારે ગયો, ત્યાં કુંવરે સઘળા છાણાં ભાગીને તે માંહેથી રત્ન કાહાડી રાજાને દેખાડ્યા તે જોઇને રાજા ઘણોજ ખુશી થયો પણ પેલા વાહાણના વેહેપારી વાણીયા ગભરાયા ને ઉદાશ થઇ વિચારવા લાગ્યા કે સઘળાં છાણાં રત્ન સહિત છે ને આપણે તેના છાણાં જેવાં ને તેવાં પાછા આપવાને લેખ કરી આપ્યો છે માટે એવા છાણાં કયાંથી લાવીને આપીશું. એ રીતે વિચારમાં ગુંથાયા; પણ રાજાની આજ્ઞા લેઇને કુંવરે સઘળાં રત્ન સાગરશેઠને ઘેર મોકલ્યાં, કેમકે પોતે પ્રથમ વચનથી બંધાયલો હતો,—કહ્યું છે કે સત્ય પુરૂષો પ્રાણઘાતે પણ પોતાનું બોલ્યું વ્યર્થ કરતા નથી, પછી કુવર શેઠને ઘેર ગયો તેવાર પછી વાણીયા ગભરાઇને કુવર પાસે જઇને વગર માગે કેહેવા લાગ્યા કે અમે તમારાં છાણાં લઇને જેવાં ને તેવાં આપવાનો લેખ કરી આપ્યો છે પણ તે છાણુતો અમે બાળી નાંખ્યાં ને તમારાં છાણાં તો રત્ન સહીતછે હવે તેવાં અમે કયાંથી લાવીને આપીએ માટે અમારાં આ માલ ભરેલાં વાહાણો લેઇને લેખ અમને પાછો આપો, આ રીતનુ તે વાહાણના વેહેપારીઓનુ બો

એવુ સાંભળીને અમરદત્ત કુવર તેમને કહેવા લાગ્યો કે ભાઇયો તમે તમારો માલ વેચીને તેના દામ તમારે ઘેર લેઇ જાઓ અને મારેતો તમારી પા સેથી છાણાં પાછાં લેવાં નથી માટે તમારો લેખ લ્યો તમને હુ પાછો આ પુછુ એમ કહીને લેખ પાછો આપ્યો આ રીતની કુવરની ઉદારતા જો ઇને સરવે વાણીયા ખુશી થઇ કુવરનો જય જય બોલતા પોતાના સ્થા નકે ગયા, પછી કુવર શેઠને ઘેર રહીને પોતાના ધનવડે અનેક જીવો ને પરોપકાર કરવા લાગ્યો, એમ થોડાક દિવશ વિત્યા પછી એક દિ- વશ રાત્રે નિદ્રાવસ્થામાં કુવરે સ્વપ્ન દીઠુ તેમાં એવુ દીઠુ કે, લક્ષમીપુર નગરે નરપદાનદીના કિનારા ઉપર કાષ્ટની ચય ખડકીને પોતાની સ્ત્રી પદમાવતી બળી મરવાને તૈયાર થઇ છે, આ રીતનુ સ્વપ્ન દેખીને જા ગ્યો થકો વિચાર કરવા લાગ્યો કે, પુસ્પનો કંચુવો મલ્યો નહી અને પદમાવતીનો વિયોગ થયો, માત પિતાનો વિયોગ થયો અને હવેતો માહારા વીરહે કરીને હવે પદમારતી અગ્નીમાંહે બળશે જેથી સ્ત્રી હત્યાનું પાપ મને લાગશે માટે હું પણ કોઇક પરવત ઉપર જઇ પ્રાણ ત્યાગ કરૂં એમ વીચારીને સાગર શેઠને કહે હુંતો માહારે ઘેર જઇશ એમ કહીને તેની રજા લઇને એક પર્વત ઉપર ગયો તીહાં એક જોગી મંત્ર સાધે છે તે કુવરને દેખી વીનય સહીત કહેવા લાગ્યો કે હે માહા ભાગ્ય તુ માહારેજ ભાગ્યે અહીયાં આવી પોહોત્યો મેં પુરવે- એક વીદ્યા સાધના કીધીછે અને હવે તુ ઉતર સાધક થાયતો મંત્ર સધાય એમ સાંભળી કુવરે વીચારયુ જે મરણ ઘાત ચીંતવી આવ્યોછુ તેમ છતાં પ- ર ઉપકાર થાયતો સારૂ એમ વીચારી કુંવર ઉતર સાધક થયો તેવારે જોગી કહે ભુત. પ્રેત, પીસાચ, વેતાલાદીક જે આવે તેમને તું હાંકી મુકજે એમ કહીને તે જોગી અગ્નીનો એક મોટો કુંડ કરી હોમ કરવા લાગ્યો અને કુવર ત્યાં હાથમાં તલવાર ઝાલી ઉભો રહયો એહવે એક વેતાલ આવ્યો ત્યારે કુંવર ખડગ લઇને તેની સામો થયો બંને બાથા બાથી આવ્યા કુ- વરે વેતાલને હેઠો નાખ્યો પછી મહા સાહશિકપણે કુવર વેતાલની ઉ પર ચડી બેઠો એટલે વેતાલ વશ થયો. કુંવરને કહે તાહારે જોઇએ તે માગ કુવર કહે જે વારે હું તને સમરૂ તે વારે હાજર થજે એવા

તે કબુલ કરી વેતાલ પોતાને સ્થાનકે ગયો તે વારે કુંવર જોગી પાસે જઈને ઉભો તે વખત જોગી પાસે મંત્રાધિસ્ટાઇકા દેવતા આવી કેહેવા લાગ્યા કે હે જોગીસ જે તુ કહે તે હુ કરૂ જોગી કહેજે પુરૂષ અગ્નીમાંહે હુ નાખુ તેને સોનાનો બનાવ, એમ કહીને તે કપટી જોગી કુંવરનેજ અગ્નિકુંડમાં હોમવાનો વિચાર કરીને કુંવરના ગળામાં રાતા કરેણના ફુલની માળા ઘાલી રતાંજણીના રસના છાંટા નાંખી કુંવરને કહે તુ અગ્નિકુંડને પ્રદક્ષણા દે, તે વારે કુંવર પોતાના ઇષ્ટદેવનું એક ચીતે સ્મરણ કરતો અગ્નિકુંડને પ્રદક્ષણા દેવા લાગ્યો, અને જોગી પણ તેની પુઠે પ્રદક્ષણા દેવા લાગ્યો પછે જોગીએ કુંવરને અચાનક ઉપાડીને અગ્નિકુંડમાં નાંખ્યો તે વારે માહા સહાસિકપણે ફલંગ મારીને કુંવરે અગ્નિકુંડ માંહેથી બાહેર એકદમ નીકળી તેજ જોગીને પકડીને કુંવરે અગ્નિ માંહે નાંખ્યો પછી તે જોગી સોનાનો પુરૂષ થયો એટલે કુંવરે તે સોનાનો પુરૂષ તીહાંજ દાટી તે ઉપર નિશાન કરી દક્ષિણ દિશા તરફ પોતે ચાલ્યો તીહાં એક જોગણી પોતાની ચેલીને કહે છે કે તુ ફુલ વીણવા ગઈ હતી ત્યાંઆવડી વાર કેમ લાગી કીહાં ગયા હતાં તે વારે જોગણી પોતાની ગુરણી પ્રત્યે કહે છે કે સાંભળો સ્વામીની એક અતિ ચમત્કારી બનાવ મેં દીઠો તે જોવાને ઉભી રહી તેથી મને વાર લાગી એમ કહીને તે જોગણીને ચેલી કહેછે ને કુંવર પણ સાંભળેછે.

વૈતાઢય પર્વતની દક્ષિણ દિશાએ મંગલાવતી નગરીનો રાજા વિદ્યાધર વિદ્યુંનમાળી જાતરાએ જતો હતો તે શ્રીપુર નામના નગર પ્રત્યે આવી પોતો તેણે તે નગરના મહેન્દ્રરાજાની સ્ત્રી રતીસુંદરીને પોતાની સખીયો સાથે વનને વિશે જળક્રીડા કરવા આવેલી તે વિદ્યુનમાળી વિદયાધરે દીઠી તેથી પોતે ઝાડ ઉપર ચઢી તેમની ચેષ્ટા જોવા લાગ્યો તે વારે રતીસુંદરી પોતાની સખી પ્રત્યે કેહેવા લાગી કે હે સખી માહારા સ્વામીએ પુસ્પનો કંચુવો પેદા કીધો કે નહી કીધો તેવારે તેની ક્ષમકરી નામા સખી કહે તારા પુન્યજોગે કરીને કંચુવો તો હાથ આવ્યો છે ત્યારે રતાસુંદરી કહે કેમ આવ્યો તે વારે સખી ક-

હે નગર માંહિ આવેલા ચોરને કોટવાળે પકડયો તે વારે રાજાએ હુકમ કીધો જે એ ચોરના ઘરનો સઘળો માલ લાવીને વહેવારીયાને આપો તે વારે સઘળા ચોરોના ઘરમાંથી માલ લેવા ગયા તે માંહિ પુસ્પનો કંચુવો હાથ લાગ્યો તે રાજાએ લઇને તાહારે માટેજ રાખ્યો છે બીજી સ્ત્રીને આપ્યો નથી તે વાત સાંભળીને રતીસુંદરી કહેવા લાગી કે હે રાણી તું રાજા પાસે જઇને કંચુવો લઇ આવ અને તે કંચુવો પેહેરીને હું રાજા પાસે જાઉં તે વારે તે સખી રાજા પાસેથી કંચુવો લઇને ખુશી થતી આવે છે એહવે તેના હાથ માંહેથી કંચુવો વીદ્યુનમાળી વિદ્યાધરે જુટાવી લીધો તે લેઇને પોતાને ઘેર ગયો, ત્યાં તે વિદ્યુનમાળી વિદ્યાધર તે કંચુવો પોતાની માનીતી સ્ત્રીને આપવા લાગ્યો એટલે બીજી સ્ત્રી બોલી જે કંચુવો એહને આપશો તો માહારે અગ્નીનું શરણછે એમ કહી બંને શોકયો વઢવા લાગી તેવારે રાજાએ વિચારયું જે હમણાં બંને સ્ત્રીયોમાંથી એકેને નહી આપતાં કંચુવો માહારી પાસેજ રેહેવા દઉં એમ વીચારીને કંચુવો પોતાના કબજામાં રાખી પોતે તીર્થ યાત્રા કરવા ગયો, આ રીતનો વૃતાંત કહીને તે યોગીણી બોલી કે હું આ કૌતુક જોવાને રહી હતી માટે મને વાર લાગી; આ રીતનું તે જોગણીએ તેની ગરૂણીને કહ્યું તે સાંભળીને અમરદત્ત કુંવર ખુશી થયો ને મનમાં વીચારવા લાગ્યો જે "કંચુવો હયાતતો છે તથાપી માહારા વીયોગે કરીને માહારી સ્ત્રી પદ્માવતી બળી મુઇ હશે તો કંચુવો શા કામનો છે માટે હુ પણ જોગીના અગ્ની કુંડમાં પડીને બળી મરૂ એમ વીચારીને કુવર જોગીના અગ્ની કુડની પાસે આવ્યો ત્યાં આવીને ઇષ્ટ દેવનુ સ્મરણ કરી એક ચીતે પ્રભુ સ્મરણમાં તલ્લીન થયો એટલામાં એક લખેલો કાગળ આકાશથી પડયો, તે લઇને કુવર વાંચવા લાગ્યોઃ—

તેમાં એમ લખ્યુ હતુ કે તાહારા વીયોગે કરીને તાહારી સ્ત્રી પદ્માવતીએ અગ્નીમાં બળી મરવાનો નીશ્ચય કીધોછે માટે કાગળ દેખત અહીયાં આવવુજે કાગળ આકાશેથી પડયો તે કાગળ કુવરના પીતાએ લખીને તેની ખોળ કરવા માટે એક શીખવી રાખેલા વાંદરાને આપીને કુંવ

રની પાસે મોકલ્યો હતો, તે વાંદરો કુંવરો કુવરની ખોળ કરતો કરતો ત્યાં આવી કુંવરને દેખી એક ઝાડ ઉપર બેશીને રાજાએ આપેલો કાગળ કુંવરના પગ આગળ નાખ્યો હતો પછી તે કાગળ કયાંથી પડયો એમ વિસ્મય પામીને કુંવર આકુ અવળુ જોવા લાગ્યો એટલામાં ઝાડ ઊપર બેઠેલા વાંદરાને દીઠો પછી કુંવરે તે વાંદરાને બોલાવ્યો તેણે આવીને કુંવરને નમસ્કાર કરી સઘળો વૃતાંત કહયો તે વારે કુંવરે વિચારયું જે કંચુવા વિના ઠાલે હાથે સ્વદેશ જાઉ તો મારા સુરાતનને એબ લાગે, એમ વિચારીને ઝાડના પાંદડા ઉપર ઝાડના રસવડે પોતાના પિતાની ઉપર એક કાગળ લખીને વાંદરાને આપ્યો તેમાં લખ્યું કે—તમારો કાગળ વાંદરા સાથે મોકલેલો મને પોતો તે વાંચીને હું સંતોષ પામ્યો છું પણ બાર માસની અંદર કંચુવો લેઇને હું ઉતાવળો આવીશ અને તમે પદમાવતીને ધીરજ આપી સમજાવજો. એ રીતનો કાગળ લેઇને વાંદરો વિદાય થયો.

ત્યાર પછી કંચુવાની ખોળ કરવા માટે ફરતો ફરતો કુવર એક જંગલની અંદર આવી પોતો ત્યાં કેટલાક વંતરદેવો વાંદરાનુ રૂપ ધારણ કરીને રમત રમતા હતા તેહને કુંવરે દીઠા,—તેમાં એક રાજા, એક પ્રધાન, એક ચોપદાર, એક જમાદાર એ રીતે રમત રમતા હતા તે માંના રાજાએ ચોપદારને હુકમ કીધો કે,—સુતારને ત્યાં જઇને લાકડાના મોર કરાવી લાવો, પછી તે ચોપદાર સુતારને ત્યાં જઇને લાકડાના મોર કરાવી લાવ્યો તે મોર રાજાએ સઘળા વંતરોને બેસવા આપ્યા તે ઉપર સ્વારી કરીને સઘળા વંતરો શત્રૂ પ્રત્યે જીતવા ચાલ્યા; આ સઘળો બનાવ જોવાને અમરદત્ત કુંવર તેઓની સાથે પાછળ પાછળ ગયો, ત્યાં કાળમુખ નામના વાંદરે, નીલમુખ નામના વાંદરનુ વન નજીક આવ્યુ જાણીને કાષ્ઠના મોર એક સ્થાનકે મુકી સરવે વંતરો પાયદળ થઇ નીલમુખ વાનરની સામે ધસ્યા, તે વારે પરસ્પર બન્ને સૈન્યાનુ યુદ્ધ ચાલ્યુ. તેઓ એક બીજાને સામા સામી મારવા લાગ્યા. તેમાં બંને પક્ષના વાંદરો થાકી નાસવા લાગ્યા, તેવારે કાળમુખ અને નીલમુખ બંનો યુદ્ધાપતિ પરસ્પર યુદ્ધ કરવા લા

ગ્યા, તેમાં નીલમુખે કાળમુખને હરાવ્યો જેથી કાળમુખનું સૈન્ય નાસવા લાગ્યું તે વારે કુંવરે લાગ જોઇને એક આકાશગામી દેવતાઈ મોર લેઇને તે ઉપર બેશી મંગળાવતી નગરી કે જ્યાં વિદ્દુનમાળી નામનો વિદ્યાધર રાજા રેહેતો હતો ત્યાં જઇ પોતો, ત્યાં જઇને તે વિદયાધરના મેહેલના ચોથા માળ ઉપર ધાબામાં જઇને એક બારીએથી તેના ઓરડામાં નજર કરી જોયુ તો એક સોનાના પલંગ ઉપર પુસ્પનો કંચુવો દીઠો તે દેખીને પોતાના હાથમાં લેઈને મોટો અવાજ કાહાડી કેહેવા લાગ્યો કે હું વિક્રમ રાજાનો પુત્ર અમરદત્ત, આ પુષ્પનો કંચુવો લેઇને જાઉ છુ માટે જે કોઈ શુરવીર સુભટો હોય તે માહારી પુંઠે આવજો એમ કહી પોતે લાકડાના દેવતાઈ મોર ઉપર બેશીને આકાશ મારગે ચાલી પોતાના બાપના નગર તરફ ચાલ્યો, પણ વીદ્દુનમાળી વિદયાધરની બંનો સ્ત્રીયો પોકાર કરી કેહેવા લાગી કે ધાઓ ધાઓ કોઇક ચોર વીદ્યાધર કંચુવો લેઇને નાશી જાયછે તેને પકડીને કંચુવો લાવો. એ રીતે બુમ પાડવાથી તે રાજાના સંખ્યા બંધ સુભટો હથિઆર લેઇને કુંવરની પાછળ ધસ્યા તેઓને દેખીને કુવરે વીચારયુ જે બાર માસની અવધ થઇ ગઇ છે ને અહીયાં ચારે તરફ સુભટો ફરી વલ્યા છે અને જો તેઓની સાથે યુદ્ધ કરવા બોટી થઇશતો પદમાવતી બળી મરશે એમ ધારીને પોતાને પેલા વૈતાળે જે વચન આપ્યુ હતુ તેને સંભારયો એટલે તે ત્યાં આવીને કેહેવા લાગ્યો કે તારૂ જે કામ હોય તે કહે ત્યારે કુંવરે કહ્યું કે આ કંચુવો હુ મારી સ્ત્રી પદમાવતીને આપી આવું ત્યાં સુધી આ વિદ્યાધરના સૈન્યને તુ રોકી રાખજે એમ કહી પોતે ચાલતો થયો અને વૈતાળે વીદયાધરના સૈન્યને રોકી રાખ્યું. પછી પોતે પોતાના નગરની ભાગોળે આવીને જુએ છે તો પદમાવતીએ અગ્નીની ચી-તા ખડકાવીને તે માંહે પ્રવેશ કરેલો દીઠો તે દેખીને માહા ખેદ પામી અગ્નીની ચીતા પાશે જઇ કેહેવા લાગ્યો કે જો પદમાવતી શુશીળ હોય અને માહારૂ સત્ય અખંડ હોય તો અમો સ્ત્રી ભરતારને કલ્યાણ હજો એમ કહી પોતે પણ અગ્નીમાં ઝીપલાવા લાગ્યો તેને રાજા વીગરે

ભણા લોકોએ વારચો તથાપી પુષ્પનો કંચુવો અને લાકડાનો દેવતાઇ મોર બાજુ પર મુકી પોતે અગ્નીમાં ઝીપલાયો કે અગ્ની ઠંડી થઇ ને સ્ત્રી ભરથાર બંને જણ જીવતાં જેમનાં તેમ બાહાર નીકલ્યાં તે દખીને રાજા વીગેરે સમગ્ત લોકો ઘણાજ ખુશી થઇને જય જયકાર બોલવા લાગ્યા. ત્યાર પછી રાજાએ વાજતે ગાજતે કુવર તથા પદ્માવતીને રાજ્ય મેહેલમાં પવેશ કરાવ્યો, પછી કુવરે પેલા વૈતાળને હુકમ કીધો કે અમુક સ્થળે જે સોનાનો પુરૂષો દાટયો છે તે તુ લઇ આવ્ય કુવરના હુકમથી વૈતાલ તે પુરૂષો લઇ આવ્યો પછી તેનાવડે અનેક જીવોને પરમાથ કરવા લાગ્યો, એમ અનેક નીરધન અને દુઃખી લોકોનો ઉધાર કરી પોતાનુ શીળ વરત અખંડ પણે પાળી પરોપકાર કરી સત્યવાદી અમરદત કુવર આ લોકે અત્યંત યશ કીરતી પામી પર લોકે ઉત્તમ ગતી પામ્યો તે માટે સઘળા મનુષ્યોએ પોતાની યથા શકતીએ પરોપકારકરવાને ચુકવુ નહી.



## સ્ત્રીના તુચ્છ ઉદર વીશે એક રાજાના પ્રધાનની સ્ત્રીની વારતા.

કુસુમપુર નામના નગરને વિશે ગુણચંદ નામનો રાજા રાજ્ય કરતો હતો તેહને વીમળ નામનો એક પ્રધાન હતો, તે માહા ડાહયો અને વીચક્ષણ હતો, જેથી કરી કોઇ પણ મહત્વની વારતા સ્ત્રીયોની આગળ કેહેવી નહી એવો તેણે નિશ્ચય કીધો હતો. પોતાની સ્ત્રી ઘણીજ ડાહી તેમજ પતીવ્રતા છતાં તેની આગળ કોંઇ પણ ભલીભુંડી વાત પોતે કરે નહી. પણ સ્ત્રીને માન આપવામાં તથા તેને જોઇતી ચીજ ભાવ આપવામાં પછાત રેહેતો નહી. એમ કરતાં એક દિવશ તેની સ્ત્રી મરણ પામી તેનાં મૃત્ય કાર્યે કરીને બીજી નવીન સ્ત્રી પરણ્યો તે નવીન સ્ત્રીની સાથે પણ આગળની સ્ત્રીની પેઠે વરતવા લાગ્યો, એક દીવશ તે પ્રધાનની નવી સ્ત્રી પડોશની બીજી સ્ત્રીઓ સાથે વાતચીત કરતી હતી ત્યાં તે સ્ત્રીઓએ તેને પુછયું કે તુ પ્રધાનની સ્ત્રી છે માટે

તારા ભરથાર પાસેથી કાંઇ નવા જુની વાતો સાંભળી હોય તે તો ક હે ત્યારે તેણીએ કહ્યુ કે મારો ભરથાર મને કાંઇ કેહેતો નથી, ત્યારે બીજી સ્ત્રીઓ બોલી કે આગલી સ્ત્રી જેટલુ તારા ઉપર હેત હોય ત્યારે તો તને પોતાની ગુજની વાત કરે પણ તારા ઉપર તારા ભરથારનુ હેત બરાબર નથી માટે તને ખાનગી વાત કરતો નથી તે સાંભળીને પ્રધાનની સ્ત્રી બોલી કે મારા ભરથારનુ મારા ઉપર ઘણુંજ હેત છે તેમને જે જોઇએ તે આપે છે મન માન્યાં નવાં નવાં ઘરેણાં ને વસ્ત્ર પણ મારે માટે લાવે છે રોજ હસ્તે મુખે બોલાવે છે તેમ છતાં તમારૂ કેહેવુ સાચુ કેમ મનાય. ત્યારે તે સ્ત્રીઓ બોલી કે એમાં સો માલ, કાંઇ છાની છપની વાતો તને કેહેછે તારી મરનારી શોકય ને તો તારો વર બધી છાની છપની વાતો કેહે તો હતો પણ તારા ઉપર તેનું ખરેખરૂ હેત નથી માટેજ તને છાંની વાતો કેહે તો નથી આ રીતે તે પ્રધાનની સ્ત્રીને વેહેમ ઘાલ્યો,—"કહ્યું છે કે ગમે તેવી ડાહી હોય તોપણ સ્ત્રીની મતી પગની પીનીએ"—પછી તે પ્રધાનની સ્ત્રી ઉદાશ થઇને ચીંતવવા લાગી કે ખરેજ માહારા ભરથારની મારા ઉપર વીશેષ પ્રીતી નથી માટે તે મને પોતાની છાંની વાત કરતો નથી એમ વીચારીને બીજે દીવશે પ્રધાન જમવા બેઠો ત્યારે તેની સ્ત્રી મોં ચહાવીને રસોઇ પીરસવા લાગી તે દેખીને પ્રધાને તેને પુછયું કે હે સ્ત્રી આજે તાહારૂ મોં ચઢેલું કેમ દેખાયછે. શું કોઇએ તાહારૂ અપમાન કીધું છે કીવા તારે કોઇ વાતની ખામી છે અથવા કાંઇ જોઇએછે શામાટે તુ ઉદાશ થઇછે ત્યારે તે બોલી કે તમારૂ હેત મારા ઉપર વધારે નથી માટે મારૂ ચીત ઉદાશ થયુછે, પ્રધાન બોલ્યો કે એ વાત સંભવતી નથી માહારૂ હેત તાહારા ઉપર સંપુરણછે અને તાહારે જે કાંઇ ખામી હોય તે કેહે હું પુરવાને સમર્થ છુ ત્યારે સ્ત્રી બોલી કે ખામીતો કાંઇએ નથી પણ તમારી મરનારી સ્ત્રીને છાની વાતો તમે કેહેતા હતા તેમ મને શા માટે કેહેતા નથી? માટે માહારા ઉપર હેત હોયતો તમારી છાંની વાત મને કહો. આ રીતનું સ્ત્રીનું બોલવુ સાંભળીને પ્રધાન વીચારવા લાગ્યો કે સ્ત્રીને કોઇએ ભરમ ઘાલ્યો દીસે છે માટે

કાંઇ યુકતીથી તેનું મન શાંત કરવું જોઇએ એમ બીચારીને સ્ત્રીને કહ્યું કે કાંઇ છાની વાત હું તને કહીશ સ્ત્રીએ કહ્યું કે ક્યારે કેહેશો. ત્યારે પ્રધાન બોલ્યો કે સમય આવેથી હું તને મારા પેટની છાની વાત કહીસ, આ રીતનુ પ્રધાનનુ કેહેવું સાંભળીને સ્ત્રીએ હઠ લીધી કે મને તો હમણાંને હમણાંજ કહો, પછી પ્રધાને વિચાર્યું કે સ્ત્રી જાત હઠીલી હોય છે માટે હવે કાંઇક યુકતીથી તેને સમજાવવી જોઇએ એમ વિચારીને પ્રધાને કહ્યું કે આજે કાંઇ છાની વાત ભોજન કરીને તને કહીસ એવું સાંભળીને સ્ત્રી ખુશી થઇ પછી સરવે જણે ભોજન કર્યું એટલે સ્ત્રી બોલી કે વાત કહો, ત્યારે પ્રધાને કહ્યું કે હમણાં તો રાજ દરબારે જવું છે માટે સાંજે ઘેર આવીસ ત્યારે કહિશ એમ કહી પ્રધાન રાજદ્વારે ગયો અને જયારે સાંજે પાછો આવ્યો ત્યારે સ્ત્રી બોલીકે વાત કહો, પ્રધાને કહ્યું હમણાં વાળુ તો કરીએ પછી કહીશું. એમ કહીને વાળુ કરવા બેઠા તે વાળુ કરી રહયા પછી પાન સોપારી ખાઇ રહયા એટલે સ્ત્રી બોલીકે વાત કહો, ત્યારે પ્રધાને કહ્યું કે રાતે સુતી વખત કહીશ પછી જયારે રાતે સુવા ગયાં ત્યાં સ્ત્રી બોલી કે વાત કહો, ત્યારે પ્રધાને કહ્યું કે અત્યારે નીદ્રાનો વખત છે માટે સવારે કહીશ એમ કહી સુઇ રહયાં તેવાર પછી પ્રાતઃકાળે પ્રધાન પોતાના ચાકરને લેઇને પોતાના બગીચામાં ઝાડે ફરવા ગયો તે જયારે ઝાડે ફરીને ઘેર આવ્યો ત્યારે સ્ત્રી બોલીકે વાત કહો આ વખત પ્રધાને વિચાર્યું કે આ સાને કાંઇ સાચુ જુઠુ કહયા વિનાં હઠ મુકશે નહી એમ વિચારીને પોતાની સ્ત્રીને એકાંતમાં બોલાવીને કહયું કે-- હુ તને જે વાત કહું તે જીવ જાય તો પણ કોઇને કહીસ નહી આ વાત બહુ ગુપ્ત રાખવાની છે તેવારે સ્ત્રી બોલી કે એવી શી વાત છે જે હોય તે કહી નાંખો હું કોઇને પણ કહીશ નહિ, પછી પ્રધાને હળવે શબ્દે સ્ત્રીને કહ્યું કે આજે હું ઝાડે ફરવા ગયો હતો તે વખત ઝાડાને મારગે ઝાડા સાથે એક કબુતરની પાંખ નીકળી. આ રીતે સાંભળીને સ્ત્રી બોલી કે બહુ આશ્ચર્યની વાત છે કે ઝાડે ફરતાં કબુતરની પાંખ નીકળી, શું આ વાત ખરી છે પ્રધાને કહ્યું કે વાત

તો જરાએ ખરી છે પણ રખેને કોઇને જણાવતી, કોઇને પણ કહીશ નહી સ્ત્રીએ કહ્યું કે હું કોઇને પણ આ વાત કહીસ નહી. એવી રીતે વાત ચીત કરીને પછી બપોરની વખતે મધાન રાજદ્વારે ગયો અને પાછલી વખતે તેની સ્ત્રી પાડોશીની સ્ત્રી સાથે વાતો કરવા ગઇ ત્યાં તે સ્ત્રીઓએ તેને કહ્યાવીને પુછયું કે કેમ બઇ હવે કાંઇ તમારા ભરથારે છાંની વાત તમને કહી છે ત્યારે તે મધાનની સ્ત્રી બોલી કે વાત તો કહી છે પણ તમને કેહેવાની નથી, ત્યારે તે સ્ત્રીઓ બોલી કે તમને કાંઇ કીધુજ નથી શાનુ કહે તમારા ઉપર તમારા ભરથારનો પ્રેમ આગલી સ્ત્રી જેટલો છેજ નહી જો પ્રેમ હોય તો છાની વાત કરયા વીનાં રેહે! ત્યારે તે મધાનની સ્ત્રી બોલી કે માહારા ઉપર માહારા ભરથારનો ઘણોજ પ્રેમ છે ન કરવાની વાત પણ મને કરે છે, આજે સવારે મારો ભરથાર ઝાડે ફરવા ગયો ત્યાં ઝાડાને રસ્તે ખબુતરની પાંખ નીકળી હુતી તે વાત મને તુરત કહી હતી જુઓ મારા ઉપર કેવો પ્રેમ છે પ્રેમ ન હોય તો આંવી છાની વાત કદી પણ કરે આ રીતનું મધાનની સ્ત્રીનુ બોલવું સાંભળીને કેટલેક વેગળે બેઠેલી એક સ્ત્રી બીજી સ્ત્રીને પુછવા લાગી કે શું મધાનની ગાંડેથી ખબુતર નીકલ્યું ત્યારે બીજી બોલી કે હા હા એટલામાં ત્રીજી બોલી કે કેટલાં ખબુતર નીકલ્યાં ત્યારે ચોથી બોલી કે કોણ જાણે બે ચાર પાંચ નીકલ્યાં હશે ત્યારે વળી પાંચમી બોલીકે શુ આ વાત ખરી છે ત્યારે બીજી સ્ત્રી બોલી કે મધાનની વહુ પોતેજ કહે છે તે વાત શું ખોટી હશે એટલે એક સ્ત્રી બોલીકે હાહા એ વાત ખરી છે આજે મધાન ઝાડે ફરવા ગયા હતા. ત્યાં ઝાડાને રસ્તે ખબુતર નીકલ્યાં આ રીતે વાત ચાલવા લાગી ને મધાની સ્ત્રી પોતાને ઘેર ગઇ તે વાર પછી બીજે દીવસે પ્રાતઃકાળે પેલી સ્ત્રીઓ પાણી ભરવા ગઇ ત્યાં પરસપર વાતો કરવા લાગી એમ કરતાં રસ્તામાં કોઇ બીજા મેહેલાની સ્ત્રીઓ મળે તે પુછે ત્યારે પેલી સ્ત્રીઓ કેહે કે મધાનની ગાંડેથી ખબુતર નીકલ્યાં એમ આખા શેહેરમાં વાત ચાલી અને કોઇ સ્ત્રીને કોઇ પુછે કે કેટલાં ખબુતર નીકલ્યા ત્યારે તે ચમકીને બોલે કે મને શી ખ

ખર સો નીકલ્યાં હોય કે બસે એમ એક બીજી સાથે વાતો કરતાં પોહોર દીવશ ચઢયો એટલામાં આખા શેહેરમાં વાત ચાલી કે પ્રધાન ઝાડે ફરવા ગયો હતો ત્યાં ઝાડાને રસ્તે એક હજાર ખબુતર નીકલ્યાં આ રીતની વાત છેક રાજાને કાંને પોહોચી પછી બપોરની વખતે પ્રધાન રાજાની કચેરીમાં ગયો ત્યાં રાજા તેને પુછવા લાગ્યો કે કેમ પ્રધાનજી આજેતો કાંઇ આશ્ચર્ય કારક બનાવ બનેલો સંભળાય છે આ રીતનું રાજાનું બોલવું સાંભળીને પ્રધાન વીસ્મય પામ્યો કે રાજા મને શુ કેહે છે, એમ મનમાં વીચારીને રાજાને કહે સાહેબ આશ્ચર્ય શુ! મનેતો કાંઇ ખબર નથી ત્યારે રાજા બોલ્યો કે માહારાથી શા માટે છાનું રાખો છો? જેમ હોય તેમ કહી દો, પ્રધાન બોલ્યો કે સાહેબ હું તે શું કહું મનેતો કાંઇપણ ખબર નથી ને હું કાંઇ જાણતો પણ નથી ત્યારે રાજા બોલ્યો કે તાહારી સ્ત્રીએ કહ્યું છે કે માહારા ભરથારને ઝાડાને રસ્તેથી એક હજાર ખબુતર નીકલ્યાં તે વાત બધા શેહેરમાં ઝાહેર થઇ છે ને તુ મારાથી છુપાવે છે તેનું કારણ શું આ રીતનું રાજાનું બોલવું સાંભળીને પ્રધાને વીચાર્યુ કે મે જે વીચાર રાખ્યો છે કે સ્ત્રીની આગળ છાંની વાત કરવી નહી તેને આજે વીશેષ પુષ્ટી મળી અને ખચીત માહારી સ્ત્રીએ કોઇને વાત કહી છે ને તે ઉપરથી આ ગપાટ્ટ ચાલ્યું છે એમ ધારીને પોતાની સઘળી હકીકત રાજાને કહી સંભળાવી તે ઉપરથી રાજા પણ સમજી ગયો કે સ્ત્રીની આગળ છાંની વાત કરવાથી મોટો અનર્થ થાય છે માટે ડાહ્યા પુરૂષોએ સ્ત્રીની આગળ ગુપ્ત વાત કરવી જોઇએ નહી. કારણ કે સ્ત્રી ગમે તેવી ડાહી છતાં પણ તેનું ઉદર ઘણું છીદ્ર હોય છે માટે તેને છાંની વાત કરવાથી કોઇ વખત માંથુ કપાવે એમાં સંદેહ રાખવો નહી.



## માંસ ખાવાથી અનેક પ્રકારના અનરથ થાય છે તે ઉપર મહેંદ્ર નામના એક કણબીની વારતા.

તીલકપુર નામના નગરને વિષે મહેંદ્ર નામનો એક કણબી રેહેતો હતો તેને મહેશ્વર નામે એક પુત્ર હતો જયારે તે મહેંદ્ર મરવા સુતો ત્યારે

પોતાના પુત્રને બોલાવી કેહેવા લાગ્યો કે, હે પુત્ર માહારા મુઆ પછી માહારી સંવચ્છરીને દીવશે એક પાડો મારીને તેનું માંસ આપણા કુંટંબને જમાડજે એ રીતનુ મહેદ્રનુ વચન તેના પુત્રે કબુલ રાખ્યું તેવા ર પછી તે મહેદ્ર કરષાણી મરણ પામ્યો, તે મરીને એક ભેશને પેટેપા ડાપણે અવતરયો, ત્યાર પછી તે મહેદ્રની સ્ત્રી પણ થોડાક દીવશે મ રણ પામી એક કુતરીને પેટે કુતરી પણે ઉત્પન થઈ,

એક સમે તે મહેશ્વરે પોતાની સ્ત્રીને અન્ય પુરૂષ સાથે ભોગ વિ લાસ કરતી દીઠી તે વારે મનમાં ખેદ પામી વિચાર કરવા લાગ્યો કે હા હા !! ધીગસ્તુ સ્ત્રી જાતીને એવી સ્ત્રીનો શો વિશ્વાસ રાખવો જે મુઢ ગુમાર પુરૂષ છે તે સ્ત્રીની સાથે અશકત થેઇ તેના પાસમાં બંધાયા છે, સ્ત્રી પતીના સાથે સુકમાળ મધુરે સ્વરે બોલતી તથાપી અન્ય પુરૂ- ષ સંગાથે લાગે છે તેથી સ્ત્રીનો વિસ્વાસ કરે તે મુર્ખ જાણવા. જે સ્ત્રી ને પોતાની જંઘા ચીરીને માંસ ખવરાવ્યું તે સ્ત્રીયે પતિને ઝેર દેઇ મારયો એવી સુરીકંતા પ્રમુખ ઘણી દુષ્ટ સ્ત્રીયોના દ્રષ્ટાંત છે, સ્ત્રીના સ્વ ભાવીક સાત દોષ કહયા છે "જુઠા બોલી ૧ સાહશીક પણું ૨ મા યા કપટી ૩ મુરખ પણુ ૪ અતી લોભી ૫ અશુચી પણુ ૬ નિર- દય પણુ ૭ એ સાત દોષ સ્ત્રીમાં સ્વભાવે હોય તે માટે સ્ત્રીનો વિસ્વા સ ન કરવો એવુ ચીંતવીને જે પુરૂષ પોતાની સ્ત્રી સાથે લાગ્યો હતો તેનો ઘાત કરયો ( મારી નાંખ્યો ) તથાપી તે પુરૂષે મરતી વેળાએ પો તાનો દોષ સંપુરણ જાણ્યો તેથી પોતાના અતમાને નીદતો થકો મરણ પામીને તેહીજ મહેસ્વરની સ્ત્રીના ઉદરને વિશે પુત્ર પણે ઉપનો નવ માસ પુરા થયેથી તે જન્મ પામ્યો ઘણો સુદર રૂપવાન થયો તે પુત્ર મ હેસ્વરને ઘણો વાહાલો લાગે ખોળામાં લઇ રમાડે, જે પુરૂષને મહેસ્વ રદતે મારેલો તે વાત ગુપ્ત રાખી કોઇને જાણવા દીધી નહી તેમ સ્ત્રીને પણ ન કીધી મનમા રાખી સુખે રહે છે, એહવે મહેસ્વરની સ્ત્રી ચી તવવા લાગી કે હું તો અધન્ય અભાગ્યની જે મે નીચ કર્મ કીધુ તથાપિ એ મારો ભરથાર ઘણો રૂડો છે જેણે માહારૂ છીદ્ર જરા પણ ન ઉઘાડયું ને મે તો માઠું કીધું એમ પોતાનો અવગુણ સમજીને પછી ભ

રથાર સાથે અત્યંત સ્નેહ થકી વરતવા લાગી અને નિશ્ચે કીધું જે હવેથી જીવતાં સુધી માહારે શીળ ધર્મ પાળવું અને ભરથારની શેવા કરવી એવી રીતે મનમાં નિશ્ચે કરી ભરથાર સાથે રહે છે.

હવે શ્રાધનો દીવસ આવ્યો તેવારે મહેસ્વરે પોતાના બાપનું વચન સંભારયું પછી એક પાડો મંગાવ્યો, ( જુવો કર્મની વીચીત્ર ગતી કેવી છે! ) તે મહેસ્વરનો પીતા મરીને પાડા પણે ઉપનો છે તેજ પાડો તેના શ્રાધને દીવશે તેના પુત્રે મંગાવ્યો તે એજ હતો તેવાર પછી સર્વે કુટંબીએ મળીને તે પાડાનો ઘાત કીધો ( માર્યો ) પછી તેનું માંસ પચાવીને સર્વે ખાવા લાગ્યા વળી તેનાં હાડ અને રૂધિર તીહાં પડયું હતુ તે પુર્વની મહેસ્વરદતની માતા જે કુતરી થઇ હતી તે ત્યાં આવી પોતાના ભરથારનું રૂધીર તથા હાડ ચાટવા લાગી. એવે અવસરે તીહાં એક જ્ઞાનવાન સાધુજી ફરતા ફરતા આવ્યા તેઓએ એ કત જ્ઞાને કરી જાણ્યું તેથી મસ્તક ધુણાવવા લાગ્યા તે દેખી મહેસ્વરદત પુછવા લાગ્યો; કે હે માહારાજ તુમે માંથુ કેમ ધુણાવ્યું તેવારે સાધુ કહે એ કર્મની વિટંબના છે. જે એ પીતાનું માંસ ખાય છે એટલું કહી સાધુ ચાલતા થયા, તેવાર પછી તે મહેસ્વરના મનમાં તે સાધુના વચનનું સલ્ય ખટકવા લાગ્યું તેથી તે સાધુની પાશે ગયો નમસ્કાર કરીને પુછયું કે સ્વામી તુમારા વચનની મને સમજણ પડી નહી માટે એનો મર્મ બતાવો. તેવારે સાધુએ જ્ઞાને કરી પુર્વની સઘળી વાત તથા જે પુરૂષને મહેસ્વરે મારેલો તેજ તેના પુત્ર પણે થયો વીગરે સઘળો પુર્વ વૃતાંત કહી સંભળાવ્યો તે સર્વ તેના કુટંબી તથા કુતરીએ સાંભળ્યો તેણે કરી કુતરીને જ્ઞાન થયું પાછલો ભવ દીઠો તેથી ફરી તે મહેસ્વરના ઘરમાં જઇ ભુંયરામાં ધન દાટેલું હતું તે બતાવ્યું તે વાર પછી તે કુતરીને સાધુએ ધર્મ પમાડયો તે મરીને દેવ લોકે ગઇ અને મહેસ્વરદત પણ શુધ ધર્મ પામ્યો આ ઉપરથી સાર માત્ર એજ લેવાનો છે કે હરકોઇ પ્રાણીનુ માંસ ખાવામાં અનેક તરેના અનરથો અને અનેક તરેના ભેદ હોય છે માટે માંસ ખાવું નહી.

## સ્વારથ માટે માતા પીતા પોતાના પુત્રને પણ મારે તથા લક્ષમી સારૂ વેચે તથા વધ કરવાને પણ આપે છે તે ઉપર માતા પીતાના સ્નેહ વીશે એક બ્રાહ્મણ ની વારતા.

રાજગીરી નગરીને વીશે સેણીક નામાનો રાજા રાજ કરતો હતો એક સમે તે રાજાએ પોતાને સારૂ એક મેહેલ બનાવવાને પ્રારંભ્યો તે મેહેલ નો દરવાજો ચણે છે ને પડી જાય એમ કેટલીક વખત નવો કરે ને પડી જાય તેવારે રાજાએ બ્રાહ્મણોને બોલાવીને પુછ્યું જે આ દર વાજો કેમ પડી જાય છે તે કહો. ત્યારે બ્રાહ્મણો રાજાને કહે જે બ-ત્રીસ લક્ષણો બાળક લાવીને તેને તેની વીધી કરી અગ્નિ માંહે હોમી-એ તો દરવાજો નહી પડે એવી રીતે તે પાપીષ્ટ બ્રાહ્મણોના કેહેવાથી રાજાએ નગરને વિશે ડંડેરો ફેરવ્યો કે જે કોઇ કુંવારો બાળક આપે તેના બરાબર સોના મોહોરો તોળી આપીશ. એવી રીતે રાજાએ નગરમાં ખબર કીધી તેવારે તેજ નગરને વિશે રીખભદત નામનો એક બ્રા-હ્મણ રેહેતો હતો તે પોતાની ભદ્રા નામની સ્રીને કહે જે આપણે ચાર પુત્રછે તે માંહેથી એકને આપીએતો આપણે ઘણું ધન આવશે. તેવારે તેની સ્રીએ કહ્યું કે વાતતો ખરી કહોછો આપણો વચેટ પુત્ર અમરકુવરછે તેને આપો કે તે કાંઇ કામ કાજ કરતો નથી તેમ સારૂ સારૂ ખાવા મા-ગે છે માટે મુવો એને આપી દયો અને વળી આપણે ધનવંત પ-ણ થઇશુ એમ વીચારીને રાજાને ખબર આપી કે અમારો પુત્ર અમર કુવર છે તે આપીશુ તે સાંભળી રાજા ખુશી થયો થકો પોતાના શેવ કોને ધન આપીને બાળક લેવાને મોકલ્યા. તે જઇ બ્રાહ્મણને કહે ત મારો બાળક આપો અને આ ધન લ્યો. આ રીતનું રાજાના શેવકો નું બોલવુ સાંભળીને અમર કુંવર પોતાની પાપણી માતાને કહે અરે મને નહી આપશો તેજ રીતે ભાઇ બહેન સરવેને કહ્યું પણ કોઇએ તેને રાખવાને કહ્યું નહી. સરવે જાણે કે એક છોકરો જશે તો મુવો પણ આપણું તો દળદર જશે એમ ધારી તાતકાળ રાજાના શેવકોને તે બાળક આપ્યો તેવારે અમરકુંવર ઘણું રોવા લાગ્યો, તથા અનેક

પ્રકારના વીલાપ કરવા લાગ્યો તથાપી કોઇ સબંધીને જરા પણ દયા નહી આવી. કહ્યું છે કે ધનની લાલચે માણસ ઘણોજ અનરથ કરે છે. તથા નીરદયપણે મનુષ્યનો ઘાત કરે છે. તેમજ અનેક પ્રકારનાં કુકર્મ તે ધન કરાવે છે. પછી રાજાના શેવકો કુંવરને ભર બજારના વચમાં લઇને જાય છે તેવારે નગરના લોકો હાહાકાર કરવા લાગ્યા અને મુખ થકી બોલે જે અહો આ ચંડાળ બ્રાહ્મણે દ્રવ્યની લાલચે પુત્રને હોમવા આપ્યો વળી કોઇ પેલા વેદીઆ બ્રાહ્મણને દોષ દઇને કહે જે અહો આ વા ચડાળ જયોતીશના જોનારાએ બાળકને હોમવાનુ બતાવ્યું. વળી કોઇ રાજાને પણ દોષ દેવા લાગ્યા પછી તે બાળક ધ્રુજતો ધ્રુજતો કહે જે મને કોઇ બચાવે તેનો ચાકર થઇને રહું તેવારે એક પુન્યવત શેઠ બોલ્યો કે જો રાજા ધન લઇને છોડે તો જેટલું ધન માગે તેટલું આપી છોડાવું પણ રાજાએ તો હોમવા મંગાવ્યો છે તે કેમ છોડે પછી તે બાળકને રાજાના શેવકો રાજાની પાશે લઇ ગયાં ત્યાં રાજા પેલા પાપી વેદીયા બ્રાહ્મણોને કહે જે આ બાળક આવ્યો, તેવારે તે પાપીઓ કહે જે એમાં શુ જોવું છે હવે હોમવાની તઇયારી કરો. તેવારે બાળક રાજાની પાસે હાથ જોડીને કહે હે રાજા ધીરાજતુમેતો પ્રજાના પાળનાર હો દયાળુ છો માટે મને બચાવો તેવારે રાજા કહે ભાઇ એમાં મારો અન્યાય નથી અમેતો ધન આપીને તુજને તાહારા માતા પીતા પાસેથી લીધોછે તાહારા મા બાપે આપ્યો તો અમારો શો દોષછે, અમેતો તને હોમીશુ પછી તે અમરકુંવરને ગંગાના પાણીથી સ્નાન કરાવ્યું તથા ગળામાં ફુલની માળા ઘાલી ચંદન પ્રમુખની અરચાઓ કરીને બ્રાહ્મણો પોતાની સામો ઉભો રાખી વેદ ભણવા લાગ્યા તેવારે કુવરે વિચારયું જે મને ગુરૂ માહારાજાએ પ્રભુ સમરણનો મંત્ર શીખવ્યો છે અને કહ્યુંછે કે કાંઇ સંકટ પડેતો શુદ્ધ ભાવથી એક ચીતથી તેનું સ્મરણ કરજે માટે આ વખત હું શ્રી ભગવંતનું સ્મરણ કરૂ જેથી માહારૂ વીઘન જરૂર ટળશે. એમ ધારીને પોતે એક ધ્યાનથી ભગવંતનું સ્મરણ કરવા લાગ્યો તેવારે મરવાનું દુઃખ વીસારીને એક ચીતથી ધ્યાન કરતા થકા એક દેવતાનું શીંહાસન

કપાયમાન થયું તેવારે દેવતાએ અવધી જ્ઞાનથી જોયું જે આ ઊત્તમ પુરૂષ માહા સંકટમાં પડયો છે ને નીરદોષ મારયો જાય છે માટે તે પુરૂષનું સંકટ ટાળવા જાઉ એમ ધારી સીઘ્ર અગ્નની ઝાળ પાસે આવી ઠંડી કીધી અને બ્રાહ્મણોને ઉંચા મોહોડે લાંબા કરી દીધા કે જાણે મરીજ ગયા હોય અને રાજાને પણ લોહી વમતો ઊંધો નાંખ્યો. કુવરને સોનાના સીંહાસન ઉપર બેસારયો તેવારે રાજ સભા વીસ્મય પામી જે આ બાળક કોઇ માહાન દીસે છે માટે જો એની સેવા કરીએતો એ સઘળા મુવેલા ઉઠે એમ ધારીને લોકો અમર કુંવરની પ્રાર્થના કરવા લાગ્યા ત્યારે અમર કુંવરે દેવના સાહયથી રાજાઉપર પાણી છાંટયું એટલે શેણીક રાજાતો બેઠો થયો અને જોવા લાગ્યો કે આતે શું બન્યું ને બ્રાહ્મણો તો મરીજ ગયા એવી રીતે પસ્તાય છે તેવે લોકો પણ બોલવા લાગ્યા કે હે રાજા આ બાળહત્યા કરવાને કરેલા પ્રારંભનું ફળ જોયું તે વારે રાજા પોતાના પરીવાર સહીત કુંવરની પાસે આવી હાથ જોડીને કહે જે આ રાજ રીદ્ધી સઘળી તું ભોગવ અને તું તો માહા ઉત્તમ છે માટે મેં જે તાહારો અપરાધ કીધો તે માફ કર તેવારે કુંવર કહે હે રાજા માહારે તો રાજ નથી જોઇતું એ નરકનું બારણું છે માટે એમાં કાંઇ સાર નથી, હું તો આ સંસાર રૂપી સમુદ્ર તરવાને યોગીપણું લેઉં છું એમ કહ્યું તેવારે દેવતાએ પણ બ્રાહ્મણોને સાજા કરી પોતાને સ્થાનકે ગયો અને અમરકુંવર નગરની બાહાર સમશાન ભોમીમાં પ્રભુનું ધ્યાન કરવા ઉભો રહયો પણ અમર કુંવરને આપ્યા પછી તેના માતા પીતા તો ધન દેખીને હરખીત થઇ કેટલુંક ગામની બાહાર દાટી આવ્યા, કેટલુંક વેંચી લીધું એવામાં અમરકુંવરની આ ઉત્તમ વાત સાંભળીને એકદમ તે બ્રાહ્મણી કુંવરની માતાએ વિચારયુ જે હવે તો રાજા ધન પાછું લેશે એમ ધારીને પુરવના વેહેરને લીધે વીચારયું જે વનમાં જઇને અમરકુંવરને મારૂતો ધન રેહેશે એમ ધારી મધરાત વેળા હાથમાં છરો લઇને જયાંહાં તે કુંવર ધ્યાને રહયા છે ત્યાં આવીને મારી નાંખી આલતી થઇ અમરકુંવર પોતે પ્રમાત્માનું ધ્યાન કરતો મરણ પામીને

સ્વર્લોકને વીશે દેવતા થયો તેવાર પછી તેની પાપણી માતા મુની નો વધ કરી રાતની વખત નગર તરફ જાય છે તેવામાં સામી વાઘણ મળી તેણે તેને મારી નાંખી તે મરીને નરકને વિષે ઉપની.



## અસત્ય બોલવાથી કેવું દુઃખ ઉત્પન થાય છે તે ઉપર વસુ રાજાની વારતા.

શુકતીમતી નામની એક નગરી હતી તેમાં અભિચંદ્ર નામનો રાજા રાજય કરતો હતો તેને એક વસુ નામનો પુત્ર થયો, તેજ નગરીમાં એક ક્ષીર કદંભક નામનો બ્રાહ્મણ રેહતો હતો તેને પર્વત નામનો એક પુત્ર હતો તે ક્ષીર કદંભ નામના ઉપાધ્યાય પાસે નારદ તથા તેનો પુત્ર પર્વત અને અભિચંદ્ર રાજાનો પુત્ર વસુ એ ત્રણે જણ ભણતા હતા કોઇ એક સમે રાતના સમે આકાશ માર્ગે બે ચાર મુનીઓ જતા થકા બોલવા લાગ્યા જે ઉપાધ્યાયના આ ત્રણ શિષ્યછે તેમાં બે નરકે જશે ને એક સર્ગે જશે, એ શબ્દ ગુરૂએ સાંભલ્યા તેથી પોતે વિચાર કરવા લાગ્યા જે માહારા ભણાવેલા શિષ્યો નરકે જાય તે સારૂ નહી પણ જે ભાવી ભાવ છે તે મટવાનું નથી તોપણ પારખુતો જોઉં કે કોણ નરકે જશે ને કોણ સર્ગે જશે એમ ચીતવીને ઉપાધ્યાયે લોટના ત્રણ કુકડા બનાવીને ત્રણે જણને બોલાવીને કહેવા લાગ્યા જે કોઇ ના દેખે તેવી જગાએ જઇને આ એકેક જણ એકેકો કુકડો મારી આવો પછી વસુ અને પર્વત તો કોઇ ઉજડ જગામાં જઇને અહીંયાં કોઇ દેખતું નથી એમ ધારી મારી આવ્યા; અને નારદતો નગર ની બાહાર લાંબે છેટે જઇને એક સુન્ય પ્રદેશમાં જઇને ઉભો રહયો પછી વીચાર કરવા લાગ્યો જે આંઇતો આ કુકડો પોતે દેખે છે, હું દેખું છું, સંપુરણ ખેચર દેખે છે, લોકપાલ દેખે છે, તેમજ જ્ઞાની દેખે છે, એવુ કોઇ ઠેકાણું નથી કે જયાં કોઇ કોઇને દેખે નહી ગુરૂ ના બોલવાનું તાત્પર્ય એટલુંજ કે, કુકડાને મારવો નહી. તે દયાળુ તથા પરોપકારી હોવાથી અમારી બુદ્ધિની પરિક્ષા લેવા સારૂ આ કા-

મ કરયુ જણાય છે. એવો વિચાર કરીને તથા તે કુકડાને પાછો જેમ નો તેમ લાવીને પાછો ગુરૂની પાસે આવીને તેને ન મારવાનું સર્વ કારણ કહી સંભળાવ્યું તે ઉપરથી ગુરૂએ જાણ્યું કે આ સ્વર્ગમાં જશે પછી મોહોટી પ્રીતી વડે મને આલીંગન કર્યો. ને રાજાના પુત્ર વસુએ તથા પોતાના પુત્ર પર્વતે કુકડાને મારીને આવી કહ્યું કે જયાં હાં કોઇએ દીઠું નહી. તેને અમે મારયો ત્યારે ગુરૂ તેમને કહેવા લાગ્યા કે, રે મુરખો તમે પોતે દેખતા હતા તથા બીજા પણ ખેચરાદિક ઘણા દેખતા છતાં તમે કેમ માર્યો? માટે તમે પાપીછો. એમ ગુરૂએ તેમને શ્રાપ આપ્યો, અને ઉપાધ્યાયને ખેદ થયો કે મેં એમને અમસ્તા ભણાવ્યા. એ બેકને વિદ્યાનું ફળ કલેશ માત્ર છે, સ્વચ્છ પાત્રમાં ગુરૂનો ઉપદેશનો સારો ઉપયોગ થાય છે ને મલીન પાત્રમાં વ્યર્થ જાય છે. જેમ વરસાતના પાણી વડે સુક્તિમાં મોતી થાય છે, ને બીજે ઠેકાણે ખારૂં પાણી થાય છે, તેમ આ માહારો પુત્ર પર્વત. તથા રાજાનો પુત્ર વસુ, મને વાળા છતાં તે નરક ગામી થયા, ત્યારે હવે મને આ ઘરમાં રહી શું કરવું છે? એવા વૈરાગ્ય વડે ઉપાધ્યાએ દીક્ષા લીધી

તેનો તે પર્વત નામનો પુત્ર સર્વ શાસ્ત્રમાં નીપુણ હતો, તેથી તે પોતાના બાપનું કામ ચલાવવા લાગ્યો. ને હું પોતાને સ્થાનકે ગયો; અને અભિચંદ્ર રાજાએ પોતાના પુત્ર વસુને રાજય ઉપર બેસાડીને પોતે દીક્ષા લીધી તે પછી વસુ રાજાની પ્રથ્વી ઉપર એવી કીરતી થઇ કે, સત્ય ભાષણ કરતા વસુ રાજા છે. તેથી વસુ પણ હમેશાં સાચુ બોલવા લાગ્યો; કેમકે જો તેમ ન કરેતો કીરતીનું રક્ષણ કેમ થાય? કોઇ એક વખતે એક પારધી મ્રગીયા રમવા સારૂ એક વનમાં ગયો ત્યાં એક હરણને પોતાની હરિણી સહીત જોઇને તેની ઉપર બાણ નાંખ્યો તે બાણ તેના વાંસાના ભાગ ઉપર લાગ્યાથી વ્યર્થ ગયો બાણ શાથી વ્યર્થ ગયો તે જોવા સારૂ પારધી તેની પાસે ગયો. ત્યાં જઇ જુવે છે તો તેને પ્રથ્વીથી અધર એક સ્ફટિક શિલા દેખાઇ, તેને હાથ વતી સ્પર્શ કરીને જોવા લાગ્યો, પછી તેણે જાણ્યું કે જેમ પ્રથ્વીના

છાંયા ચંદ્રમાં પડે છે, તેમ બીજા ઠેકાણે ફરનાર હરણનું પ્રતીબીંબ આ શિલામાં પડયું, તેને મારો બાણ લાગીને તે વ્યર્થ ગયો. હવે આ સ્ફટિક શિલા વસુ રાજાને યોગ્ય છે એમ જાણીને પારધીએ તે સર્વ વૃતાંત રાજા પાસે કહયો તે સાંભળીને વસુ રાજાએ તે શિળા મંગાવી લીધી. ને તે પારધીને ઘણું દ્રવ્ય આપ્યું પછી તે શિળામાંથી કારીગરો પાસેથી એક સિંહાસન કરાવ્યું ને તે કોરનારાને રાજાએ મારી નંખાવ્યા કહ્યુંછે કે "રાજા લોકો કદી કોઇના થતા નથી" તે શીંહાસનને જોનારાને તે પ્રથ્વીથી ઉંચું દેખાતું હતું. તેથી લોકોમાં એવી વિખ્યાતી થઇ કે વસુ રાજાના સત્યની સામર્થ વડે તેનું સિંહાસન આકાશમાં રહેલું છે. તેના સત્ય વડે દેવતાઓ સંતુષ્ટ થઇને તેને સાહ્ય કરેછે. એવી રીતે વસુ રાજાની પ્રખ્યાતી થતાંજ બીજા સર્વ લોકો ભય પામવા લાગ્યા કહ્યું છે કે "લોકોમાં સત્ય અથવા મિથ્યાની પ્રશિદ્ધિ જયને કારણ છે." પછી તે સુકિતમતિ નામની નગરીમાં એક દીવશ હું ગયો, ઉપાધ્યાયના ઘેર જઇ જોઉંછું તો તેનો પર્વત નામનો પુત્ર કેટલાએક છોકરાઓને ભણાવી રહયો છે ને તેમને યજ્ઞ કરવાનો ઉપદેશ કરે છે, બકરા વગેરેનું યજ્ઞ કરવું. એવું તેનું બોલવું સાંભળીને મેં તેને કહ્યું હે ભાઇ આ ભ્રાંતિ વડે તું શું બકે છે? અજ શબ્દનો અર્થ એમ થતો નથી અજ શબ્દનો અર્થ ત્રણ વરષનું ધ્યાન જેથી બીજા ધાન્યની ઉત્પતિ ન થાય તે સમજવો. અને તે આપણા ગુરૂએ પાકી રીતે આપણને સમજાવ્યો છતાં તું કેમ ભુલી ગયો! ત્યારે પર્વત કેહેવા લાગ્યો કે નારદ, માહારા પિતાએ મને અજ શબ્દનો અર્થ બકરો કહયો છે. ને નિઘંટમાં પણ એમજ કહ્યું છે ત્યારે મેં કહ્યું કે, હરેક શબ્દની અર્થ કલ્પના મુખ્ય અને ગૌણ હોયછે. તેમાંની ગૌણ અર્થ કલ્પના ગુરૂએ આપણને કહી છે: કેમકે ગુરૂ ધર્મના ઉપદેશ કરનારા છે અને ભ્રાંતિ ધર્મ સ્વરૂપ છે. તેનો વિસ્વાસ ન કરતાં તેથી વિરૂદ્ધ કામ તું શા સારૂ કરે છે? એથી પુન્યને બદલે પાપ થનાર છે, એવું સાંભળીને તેણે માહારો તીરસ્કાર કરયો, ને કેહેવા લાગ્યો કે તાહારા કહયા પ્રમાણે ગુરૂએ અર્થ કહયો નથી બકરો

તો મેસ શબ્દનો અર્થ છે. ગુરૂએ કહેલા શબ્દાર્થને ઉલંઘન કરીને તથા પોતાનો ધર્મ મુકીને અહંકાર વડે મીથ્યા ભાષણ કરતાં તને ડંડ ભય થતું નથી? માટે હવે તું તાહારૂ મત સ્થાપન કર, ને હું માહારૂં ચલાવુંછું જેનું સાચું હશે તેનું ચાલશે એમાં જે હારે તેની જીભ કાપી નાંખવી આપણ બેઉ વચ્ચે શાક્ષી આપણા સ્વાધ્યાયી વસુ રાજાને કરવો. એવું તેનું બોલવું સાભળીને મેં કહ્યું કે મારે તે માન્ય છે કેમકે સાચુ બોલનારામાં અભિમાન ન રાખવો.

પછી અમે બેઉ જણ ત્યાંથી ઉઠયા તે વખત પર્વત પોતાના ઘરમાં ગયો ત્યારે તેની માતા તેને કેહેવા લાગી કે હે પુત્ર તાહારા બાપે તો અજ શબ્દનો અર્થ ત્રણ વરષનું ધાન કહયો છે, તે કેહેતી વખત ઘરના કામમાં છતાં મેં સાંભલ્યું હતું. તે ફેરવવાને તે અહંકાર વડે જીભ કપાવવાનો પણ કરયો છે તે યોગ્ય નથી કહ્યું છે કે "વિચાર ન કરતાં કાર્ય કરનારો પુરૂષ વિપતિને પામે છે" ત્યારે પર્વત કેહેવા લાગ્યો કે, માહારૂ એ બોલવું કેવળ અવિચારનું છે; તે વાત ખરી પણ હવે એ વચન સત્ય થાય તેવો ઉપાય કર, નીકર મને માહા દુઃખ થશે પછી તેની માતાએ જાણ્યું કે "પુત્રને ઘણી પીડા થશે તેનો નિવારણ કરયા વિના છુટકોજ નહિ કહ્યું છે કે "પુત્ર સારૂ માતા શું ન કરે! પછી તેની માતા વસુ રાજા પાસે ગઇ. તેનો આદર સત્કાર કરીને કેહેવા લાગીઃ—હે માતાજી આજ મેં શાક્ષાત ક્ષીરદંબક ગુરૂનાં દરશન કરયાં, એવો ભાવ તમને જોતાંજ માહારા મનમાં આવી ગયો છે. હવે હું તમને શું આપું? ને તમને શાની ઇચ્છા છે! ત્યારે ગુરૂપત્ની કેહેવા લાગી હે રાજા મને પુત્ર ભિક્ષા આપ, પુત્ર વિના બધુ શુન્ય છે. ધન. ધાન્ય તથા પુસ્તકો વગેરેને પુત્ર વિના શું કરાય! તે સાંભળીને વસુ કેહેવા લાગ્યો કે હે માતાજી એ પર્વત મને પાલન તથા પુજા કરવા યોગ્ય છે. કેમકે ગુરૂ પુત્રની પાસે ગુરૂની પેઠે વરતવું એવી ભ્રાંતિ છે! તેને કોણે પીડા દીધી! કોનો મૃત્યુ આવ્યો છે હે જનની મારા ભાઇને કોણ મારનાર છે? ને તેને શુ દુઃખછે! તે કહે. ત્યારે તેણે નારદનું આવવું. પસંગે તેનું ભાષણ

થવું અજ શબ્દના અરથ વિશે વાદ, તે વિશે બેઉએ પાણનું કરવું તથા તે બાબત રાજાનું શાક્ષી રેહેવું. ઇત્યાદિક સર્વ વૃતાંત કહી સંભળાવ્યો પછી દીનતાથી કહેવા લાગી કે હે રાજા અજ શબ્દનો અરથ તને બકરો કુહેવો જોઇએ તે વિના માહારા પુત્રને મહા દુ:ખ થનાર છે. કહ્યું છે કે "જે મોટા પુરૂષ છે તે પરોપકાર અરથે પોતાના પ્રાણ પણ દે છે તો વાણી તે શા હિસાબમાં છે!" ત્યારે વસુરાજા કહેવા લાગ્યો કે હે માતાજી હું ખોટુ કેમ બોલું? કહ્યું છે કે "પ્રાણ જાયતો પણ સત્ય વકતા પુરૂષોના મુખમાંથી અસત્ય બોલાતું નથી" વળી કહ્યું છે કે "હરેક પુરૂષે કદી પણ જુઠુ બોલવું નહી" ઇત્યાદીક વાકયોને તથા ધરમને બાધીત એવા એ કામ શીવાય બીજુ જે કહેશો તે હું કબુલ કરીશ. હે માતુશ્રી ગુરૂની વાણી અન્યથા કરવાથી મહા પાપ લાગે છે. તો પછી ખોટી શાક્ષી પુરયાથી જે થાય તેનું શું પુછવું. તથાપિ ગુરૂપુત્રનું વાકય સાચુ કર. એવું તેનું ક્રોધે ભરેલું બોલવું સાંભળીને તેણે કબુલ કરયું. પછી તે ક્ષીરદંબકની સ્ત્રી મનમાં રાજી થઇને પોતાના ઘેર ગઇ

બીજે દીવસે હું તથા પર્વત બેઉ મળીને વસુ રાજાની સભામાં ગયા. ત્યાં મોટા ગુણશાલી, હંસ જેમ પોતાની ચાંચ વડે ખીર તથા નીરને જુદાં કરે છે, તેમ પોતાની બુદ્ધી વડે સારને અસારનું વિવેચન કરવાવાળા મહાસભ્ય પુરૂષો બેઠેલા હતા. અને જેમ નક્ષત્ર ગણોમાં ચંદ્રમા શોભે, તેમ અધર રહેલી સ્ફટિક શિળા ઉપર બેઠેલો રાજા વસુ શોભતો હતો. તેવા પ્રસંગે અતિ ઉમંગે બેઉ સંગે જઇને તે સભામાં અમારી સરવ વાત સંભળાવીને કહ્યું કે, અમારા ગુરૂએ કહેલા અજ શબ્દના અર્થ વિશે અમારો વાદ થયો છે, તેનો ન્યાય કરાવવા સારૂ અમે અહી આવ્યા છીએ. હે રાજા તું સત્યવાદી છે, માટે બરાબર ઇનસાફ કરીશ એમ અમે પાકુ સમજીએ છીએ. પ્રથ્વી તથા આકાશની વચ્ચે જેમ સુર્યની શાક્ષી છે, તેમ આ બેઉ વચ્ચે તું સાક્ષી છે. બ્રહ્માંડમાંની ઘટપટાદિક સર્વ વસ્તુ કેવળ સત્યના ભાગે વરતે છે. સત્ય વડે વરસાત પડે છે, તેમજ દેવતા પણ સત્યે કરી પ્રશન થાય છે. હે

રાજા તે આટલા બધા મુલક મેળવ્યાનુ કારણ પણ સત્યજ છે. માટે આ અમારા વિવાદમાં તારા સત્યને જે ઉચિત હોય તે કહે આપણ ત્રણે જણ ગુરૂ પાશે ભણતાં અજ શબ્દનો અર્થ શું શીખ્યા છીએ? ને તે શબ્દનો અર્થ શું છે? તે અપક્ષપાતથા કહે ત્યારે વસુ રાજા મૃત્યુના વશ થયો થકો પોતાના સત્યને એક કોરે રાખીને ગુરૂએ અ જ શબ્દનો અરથ બકરો પણ કહયો છે એમ કહ્યું.

એવી માઠા ક્રુર સાક્ષી વસુ રાજાએ આપવાથી અંતરિક્ષ રહેલા દેવતાઓથી સહુન ન થયું તેથી પેલી સ્ફાટિક શિલાના સિહાસનને ચુર્ણ કરીને તે સભામાં બેઠેલા સંપુરણ પુરૂષોના દેખતાં મથિવીના પતિ વસુને જમીન ઉપર પટકયો. ખોટુ બોલ્યાથી કોપેલા જે દેવ, તેઓએ મારયાથી તે વસુ રાજા મરણ પામીને નરકમાં ગયો. તેના પુત્રો પ્રથુવસુ, ચિત્રવસુ, વાસવ, શક્ર, વિભાવસુ, વિસ્વાવસુ, સુર, તથા મહાસુર પોતાના બાપના રાજયમાં છતાં તેઓને પણ દેવતાઓએ મારી નાંખ્યા તે આઠ મરીને નરકમાં ગયા ને બીજા બે નાશી ગયા અને પરવતને પણ નગરના લોકોએ પાપી જાણીને શેહેરમાંથી કાહાડી મુકયો તેણે કોઇ દુષ્ટ દેવતાની મદતથી ભોળા લોકોને આ હીંસા રૂપ યજ્ઞ ઘોર નરકમાં લઇ જનારી ક્રીયા શીખવી.

——:0.——

સમાપ્ત.